# ગોહરે
# જમાસપી.

બનાવનાર,
રતનજી ફરામજી શેઠના.

મુંબઇ :-
જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,
૨૨૦—૨૨૨, પારસી બજાર, કોટ.

# ગોહેરે
# જામાસપિ

અથવા

જામાસિપમાંથી ચુંટી કાઢેલાં રતનો.

આવૃતિ ચોથી.


બનાવનાર,

રતનજી ફ્રામજી શેઠના

તે

જ્ઞાનચક્ર, ચાઇનીઝ ટેલ્સ, હકદારનો હક, લૉર્ડ બેકનના
નિબંધો, સામાન્ય હુનર જ્ઞાન,
વિગેરેના કર્તા.



મુંબાઈ:—

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,

પુસ્તકો વેચનાર તથા પ્રગટ કરનાર

૨૨૦-૨૨૨, બોરા બજાર, કોટ.

# ગોહરે જામાસ્પિનું

# સાંકળિયું.

જેહાંગીર કરાણીવાળી

તમામ

# ખોરદેહ અવસ્તાનું દફતર.

જેમાં અષેમ, યથા, પાંચે ગેહો, સર્વે ન્યાએશો, છ પતેતો, પચ્ચીસ યશ્તો, સર્વે બાજો, આફ્રરંગાનો, આફ્રરીનો, બધી ખુશનુમનો, સતુમ, ધુપ-નીરંગ, આશીરવાદો, નીરંગો, ફ્રવરદેગાનના પાક દિવસો ઉપર પઢવાના ફ્રરામરઓદના હા તથા ગાથાના પાંચે હા, ત્રીસે રોજની સેતાયશો અને તે ઉપરાંત એક નામાંકીત ફ્રારસી સ્કૉલરે ઘણી મેહેનત લઇ સુધારેલી શુદ્ધ ઉચ્ચારે છાપેલી છત્રીસ મુનાજાતો સાથનું

## તમામ બંદગીનું મોટું દફતર.

આજસુધી કોઇબી તમામ અવસ્તામાં નહીં વપરાયલા એવા મરોડદાર, મોટા, કાળા ટાઇપે સફાઇદાર રીતે છાપેલું અને પૉ. ગેલ્ડનર અને પ્રૉ. વેસ્ટર-ગારડનાં પુસ્તકો ઉપરથી છેલ્લા સુધારા સાથની શુદ્ધ જોડણીવાળું, ચીવ્વટ કાગજ ઉપર છાપેલું અને મજબુત રીતે બાંધેલું આ દફતર જરથોસ્તી પીરકાની સેવામાં રજુ કીધું છે.

**અશો જરથોસ્ત સ્પીતમાનનો એક ફ્રોટોગ્રેવ્યુર ખાસ ઇંગ્લાંડથી છપાવી પુસ્તકની શરૂઆતમાં આપ્યો છે.**

તમામ દફતરમાં આવતાં મામુલી સર્વે ભણતરો સમાવ્યાં છે અને તે ઘણી સંભાળથી સુધારી શુદ્ધ એબારતમાં છાપ્યાં છે.

**ડેમી ઑકટેવો ૮ૢ×૫ ઇંચનાં ૮૫૦ પાણાનું મોટા, મરોડદાર અને કાળા ટાઇપે છાપેલું હૅન્ડસમ વાલ્યુમ.**

**કીમત:--ફુલ કલોથ ગીલ્ટ એમ્બૉસ બાઇન્ડીંગ કીમત રૂ. પાંચ**

**હાફ બાઉન્ડ, લૅધર ઍન્ડ કલૅાથ, ગીલ્ટ એમ્બૉસ**

**કીમત રૂ. સાહડા છ.**

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ, ૨૨૦-૨૨૨, પારસી બજાર, કોટ, મુંબઇ.

## કરાણીની પ્રગટ કીધેલી

# પાક ખોરદેહ અવસ્તા.

**૧. તમામ પાક ખોરદેહ અવસ્તા.** **કીં. રૂ. ૨.**

**સાઇઝ ૫।×૩॥ ઇંચ, કુલ્લે પાનાં ૮૪૮.**

**પચ્ચીસ** યશતો, ત્રીસે રોજની સેતાયશ, ગુજરેલાંની યાદ માટે ભણવાનો સતુમનો કરદો, ફરામરઓતનો હા તથા ગાથાના પાંચે હા, એકવીસ મોનાજાત, વગેરે સંપુર્ણ બંદગીનો સમાવેશ કીધો છે.

**૨. પાક ખોરદેહ અવસ્તા.** **કીં૦ બાર આના.**

**સાઇઝ ૩।×૨॥ ઇંચ, પંદર યશતો-૮૩૨ પાનાં.**

રોજની ફરજ્યાત બંદગી ઉપરાંત, હોરમજદ, મોટી તથા નાની હપતન, અરદીબેહેસ્ત, સરોશ હાદોખ્ત તથા વડી, બેહેરામ, તીર, ખોરદાદ, ગોશ, આવાં, આશતાદ, ખોરશેદ, નાની હોમ, અને વનંત યશ્તો સાથે કુલ **પંદર** યશ્તો અને દાદાર અહુરમજદનાં ૧૦૧ નામો અને ગુજરેલાંની યાદ માટે ભણવાનો કરદો આપ્યો છે.

**૩. પૉકેટ પાક ખોરદેહ અવસ્તા.** **કીં૦ આઠ આના.**

**સાઇઝ ૩×૨। ઇંચ-નવ યશતો-૫૭૬ પાનાં.**

રોજની ફરજ્યાત બંદગી ઉપરાંત હોરમજદ, મોટી તથા નાની હપતન, અરદીબેહેશત, સરોશ હાદોખ્ત તથા વડી, બેહેરામ, નાની હોમ અને વનંત યશ્ત મળી કુલ **નવ** યશતો, દાદાર અહુરમજદનાં ૧૦૧ નામો અને ગુજરેલાંની યાદ માટે ભણવાના કરદાનો સમાવેશ કીધો છે.

**૪. વેસ્ટ-પૉકેટ પાક ખોરદેહ અવસ્તા.** **કીં૦ છ આના.**

**સાઇઝ ૩×૨। ઇંચ-પાંચ યશતો-૪૪૮ પાનાં.**

રોજની ફરજ્યાત બંદગી ઉપરાંત હોરમજ, અરદીબેહેસ્ત, સરોશ હાદોખ્ત તથા વડી અને વનંત યશ્ત મળી કુલ **પાંચ યશતો**, દાદાર અહુરમજદનાં ૧૦૧ નામો અને ગુજરેલાંની યાદ માટે ભણવાનો કરદો આપ્યો છે.

શુદ્ધ જોડણી, કાળા ટાઇપ, ચીવ્વટ અને ગલેઝ કાગજ ઉપર છાપી, ફુલ કલૉથમાં મજબુત રીતે બાંધી ગીલ્ટ ઍમબૉસ કીધેલી અમારી સર્વ અવસ્તામાં અશો જરથોસ્ત **સ્પીતમાન સાહેબનો ફોટો શરૂઆતમાં** આપ્યો છે.

---

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ, ૨૨૦-૨૨૨, પારસી બજાર, કોટ, મુંબઇ

# ગોહરે

# જામાસપિ.

## જામાસ્પ વજીર.

જામાસ્પ વજીર "દે-જામાસ્પ" યાને વીદવાન જામાસ્પને નામે પ્રસીધ્ધતા પામ્યો છે. એ ફ્રશઓસ્ત્રનો ભાઇ અને હવોવનો છોકરો યા કુટુંબી હતો. એને ગાથામાં "જામાસ્પ હવોગ્વ" કહેલો છે. એ પોતાની બાહોશી, પાકીજગી અને ખાનદાનીયત-પણાંથી ગુશતાસ્પ પાદશાહનો વજીર બની શકયો હતો. જ્યારે અશો જરતોશ્ત પેગંબર સાહેબે પહેલી દીન આશકારા કરી ત્યારે એ પણ એક પેહેલા ચેલાઓમાંનો એક થયો હતો. એણે જરતોશ્તી દીનના કાનુનનો અભ્યાસ કરી તે દીન આશકારા કરવામાં તન મન અને ધનથી દરેક મેહેનત કરી હતી. તેમાં અસપંદીયાર, ફ્રશઓસ્ત્ર અને ઝરીર સાથે જોડાઇ જઇ ઇરાનમાં જરતોશ્તી મજહબ ફેલાવવાની ઘણી મેહેનત કરી અશો જરતોશ્તનો પ્યાર જીત્યો હતો, અને તેથી જરતોશ્તે એને પોતાની બેટી સાથે પર-ણાવી સરફરાજ કર્યો હતો. અશો જરતોશ્તે દરૂન ઇંજી ચાર

શખસોને જૂદી જૂદી બક્ષેસો આપી હતી તેમાં જામાસ્પને ઈ-જેલું ફુલ આપ્યું હતું, જે સુંઘવાથી જામાસ્પ વધુ દાનાવ અને ભવિષ્ય કહેવાને શકિતવાન થયો હતો. જામાસ્પનો 'ગેરામ' નામનો બહાદુર બેટો અરજાસ્પ સાથની દીન દુશમનાઇની લઢાઇમાં દીન ખાતર માર્યો ગયો હતો અને તેથી ગુશતાસ્પની પુરી હાર થઇ હતી. તે વેળા અસપંદીયાર રૂઇનતન પાદશાહ ગુસતાસ્પના ખોફથી બંદીખાને પડયો હતો તેને જામાસ્પ વજીરે બંદમુકત કરી અરજાસ્પ જેવો દીન દુશમન સામે લડવા ઉશકેરી દુશમનોને પરાગંદે કર્યા હતા. દબેસ્તાન મુજબ અશો જરતોસ્તે જામાસ્પને સફરચંદ નામનું ફળ ઈજીને ખાવા આપ્યું હતું જેથી તે ભવિષ જાણનાર થયો હતો, પણ જામાસ્પ પોતે પોતાને જરતોસ્ત તરફથી ગુલ્લાબનું ઈજેલું ફુલ સુંઘાડીયાથી એજમતી બુદ્ધિ મળેલી જણાવે છે. શાહાનામામાં એને મોબેદાનમોબેદ તથા શાહનો સલાહકાર વજીર જણાવેલો છે. જામાસ્પ વજીરને ભવિષવાણી કહેવાની શકિત હોવાથી તે બનતા બનાવોની આગાહી કરતો હતો અને તેથી ગુશતાસ્પ પોતાની હોશીયારીમાં રહી દર વેગા દુશ-મનોને પરાંગદે કરી શકતો હતો.

**જામાસ્પનામાની શરૂઆત**—પાદશાહ ગુશતાસ્પના અમલમાં જરતોસ્તી દીન આશકારા થયા પછી એક સમયે સ્પેન્તમાન જરતોસ્ત પેગબર સાહેબે તે વખતના ચાર જાણીતા નરોને ચાર બક્ષેસો દરૂન ઈજી આપી હતી. તેમાં જામાસ્પ વજીરને એજમતી ગુલાબનું ઈજેલું ફુલ આપ્યું હતું કે જે સુંઘીયાથી તેને સર્વ બનેલી અને બનનારી બીનાની આગાહી ગઇ હતી. આથી એક સમે ગુશતાશ્પ પાદશાહે આગળ બનેલા બનાવો

ને તે પછી બનનાર બનાવો તથા ધર્મ, ઇતિહાસ સંબંધી જૂદા જૂદા સવાલો કરી જામાસ્પ પાસે તેના ખુલાસા માંગ્યા હતા, જેના જવાબ જામાસ્પે પોતાની જ્યોતિષ શકિતથી આપ્યા હતા. આ સઘળી આગાહી તે વેળા લખી લેવામાં આવી હતી.

અત્રે ઘણું લંબાણ ન થાય તે માટે પાદશાહ ગુશતાસ્પે પુછેલા સવાલો કાઢી નાંખી જામાસ્પે આપેલા જવાબો તે તે બીનાનાં મથાળાં હેઠળ જવાબ આપનારનીજ પદ્ધતિથી અત્રે લખયાં છે.

---

## સર્વશકિતમાન દાદાર અહુરમજદની મોટાઇ.

"સર્વ ચીજોને પેદા કરનાર તે શકતિમાન દાદાર અહુરમજદ છે, અને નાશ કરનાર તથા ઘટાડનાર અહરેમન છે. અહુરમજદે મહાન ઇજદોને પેદા કીધા તથા નવાજ્યા, કે તેઓ સર્વ ચીજોની વૃદ્ધિ કરે, ફરજંદો આપે, ઓરવરને વધારે, મેવો તથા ફળ ફુલ પેદા કરે, ગાયગોસપંદને વધારે અને અહુરમજદ પાસેથી રજક રોજી મેળવી માણસોને આપે."

"તે ઇજદો સર્વનો હિસાબ રાખી પાપ પુન્યનું તોલ કરી પાપને કાપે છે, અને સવાબને બેહેસ્તમાં ઉમેરે છે; આ સર્વ હિસાબ તે ૧૫ દિવસમાં લખાવે છે. ૧૫ દિવસનાં પેહેલા પખ-વાડીયાની રોશનીમાં તે રજખ આપે છે ને વૃદ્ધિ કરે છે, તથા અજ-વાળું જેટલું મહિનામાં પડે તે ખુદાના નશીબે છે અને એક માસમાં જેટલું અંધારૂં પડે તે અહરેમનના કીસમતનું છે. આ વેળા મોહોર ઇજદ સર્વ માણસ જાતનો સવાબ લખીને બેહેસ્ત-માં નોંધ રાખે છે."

## અહરેમનના દોરની મુદત વિષે.

"જ્યારે તે બુરો દેવ આ પૃથ્વીપર આવ્યો ત્યારે ગયોમર્દ ફક્ત ૩૦ વર્ષ જીવી શકયો. મોત સમયે ગયોમર્દે એવો ઉદગાર કાઢયો હતો કે "ઓ નાપાક અહરેમન, તું આ જગતમાં કદી સુખી થતો નાં, તને સદા રંજ હોજો, હવે હું પેલી મિનોઇ જહાનમાં જાઉં છું તે જગાપર બલા, રંજ, ગમ તથા દેહેશત નથી પણ તાહરે માટે અત્રે સર્વથી બુરૂં છે, જે તને મલશે. આ જગતપર સ્પેન્તમાન જરતોસ્ત જન્મ લેશે; ને તે પેગંબરી લાવશે. તે તારી જાતના તમામ દેવ દરૂજો તથા જાદુગરો હશે તેમને હાંકી મેલી પોતાની દીન રસ્તાખેજવેર ચાલુ કરશે. પણ તું પેગંબરના વખતમાં કાંઇ પણ બુરાઇ કરી શકશે નહિ. સેવટે આખર-હજારાનાં વખતમાં તારો દોર આ જગતમાં ઘણો ચાલશે."

"આવા સુખનો જ્યારે તે બુરા અહરેમને સાંભળીયા ત્યારે તેને એક મોટું દર્દ થયું તેથી તેણે બીજા ૭ દેવો પેદા કર્યા. ૧–અકમનંધ, ૨–અકતષ, ૩–સએનિ, ૪–તારીક, ૫–જારીક, ૬–નાનેંગ અને ૭ મો અએષમ એ પેદા થયા. આ જૂદા જૂદા દેવો અમશાસ્પંદો તથા ઇજદો સાથે દુશમનઇ ધરાવે છે. ૭ મો અએ-ષમ સરોશ ઇજદ સાથે દુશમનાઇ કરે છે. આ સાતે દેવો માણસને ફરેબ આપી બુરી રાહપર દોરે છે.

## બેહેશ્તમાં મળતી ખોરાકી.

"બેહેસ્તમાં ખાવાની હાજત રહેતી નથી અને ભુખ તથા તરસ કદી લાગતી નથી; કેમકે જ્યારે રવાન બેહેસ્તમાં આવી પોંહચે છે ત્યારે તેને પ્રથમ 'મેદીઓજરેમ' નું પ્યાલું પીવા આપે

છે તેથી રવાનની ખાવાપીવાની ખાહેશ જતી રહે છે. પણ આ જગતમાં ખાવાનો લાભ તથા સ્વાદ મળેલો હોવાથી માણસોને તે વગર ચાલતું નથી."

## જરતોશ્તી દીન આગમજ નાપાકીનો દાર.

"ગયોમર્દ પછી ૩૦૦૦ વર્ષ સુધી કોઇ દીન પરમેશ્વરે મોકલી નહોતી. સ્પેન્તમાન જરતોસ્ત આવત્રા આગમજ દેવોનાં ટોળેટોળાં આ જગતમાં પુરૂષના છુપા વેશમાં અહીં ફરતા હતા, પણ તેમને માણસો ઓળખી શકતાં નહી; તેમજ પરીઓ સ્ત્રી લેબાસમાં ફરતી હતી. દેવો પુરૂષનો વેષ ધારણ કરી ઘણીક સ્ત્રીઓને આડે રસ્તે ઉતારતા ને તેમનો ભવ સદાનો નાશ કરતા, પણ જ્યારે જરતોસ્ત સાહેબે પાક દીન આશકારા કરી ત્યારે તે સર્વ ભુરાઓનાં 'કાલબુદો' નાશ પામ્યાં. ત્યાર પછી તેઓ દુનિયાંમાં આવી શકતા હતા પણ માણસનું રૂપ ધારણ કરી શકતા નહિ. ઘણું કરી તેઓ ઘોડા, ગાય, વગેરે ઢોરોની સુરતે આવી શકતા પણ હવે પછી તેઓ દરવંદોના મુરદાંઓમાં દાખલ થઇ ભુત, ડાકણ, પીશાચ, ખવિસ વગેરેનાં નામે ઓળખાશે."

# દાદાર અહુમજદે ગુપ્ત રાખેલી જુદી જુદી કરામતો તથા શકિતનું વર્ણન.

કંગદેજ ગુફ઼ા.—

"કંગદેજ ઉગમણુની તરફ઼ છે ને તે 'શતવસ' સેતારાની નજદીક, ઇરાનવેજની સિમામાં છે. આ કંગદેજ ગુફ઼ાનો ઘેરાવો ૭૦૦ ફ઼રસંગનો છે જ્યાં દેવદરૂજો દાખલ થઇ શકતાં નથી. તે કંગદેજ ગુફ઼ામાં ત્રણ જાતની ખાણો છે ને ત્યાંના મેહેલો સુન્નાનાં છે, ત્યાં 'સુન્નાનાં' પારસ બને છે. ત્યાંનો સરદાર તારો બેટો 'પેશુતન' છે, તે દસ્તુર પેશુતન હવે પછી ત્યાં ૧૫૦ દસ્તુરો સાથે જશે ને ત્યાં અમર્ગ રહી ઇજશને કર્યા કરશે. એવી રીતે નવ ખંડમાંનો આ ઉગમણુ દિશાનો ખંડ કયામત વેર છુપો રહેશે."

"વર્જમકર્દનાં ગુફ઼ાનું વર્ણન."—

"આ વર્જમકર્દનો ગુફ઼ો જમશેદે બનાવ્યો છે. તે ગુફ઼ો ઇરા-નવેજની હેઠળ ઉત્તર દિશા તરફ઼ આવેલો છે. ત્યાંના એહેદીનો ૩૦૦ વર્ષ વેર જીવી શકે છે. ત્યાં ૪૦ વર્ષની વયે સ્રીઓ પ્રસુત થાય છે, ને બેટા બેટી એમ જોડ છોકરાંનો જન્મ આપે છે. એ મુજબ પેહેલામાં ૯૦૦ જોડાં, બીજામાં ૬૦૦ જોડાં અને ત્રીજામાં ૩૦૦ જોડાં વસે છે, આ જોડાંમાં વધારો ઘટાડો થતો નથી. આ શેહેરની જમીન ૬ ફ઼રસંગ મોટી છે તેમાં બે ફ઼રસંગ પોહળી છે. તેમાં ચાર નદી વહે છે– એક દુધની, બીજી શરબતની, ત્રીજી ઘીની ને ચોથી મધની. તે ગુફ઼ામાં કોઇપણ જીઆંગાર દેવદરૂજો જઇ શકતાં નથી. આ ગુફ઼ામાં દરેક જાતનાં ગોસપંદ તથા પંખી તથા તરેહવાર પેદાય-શોનાં બિયાં રાખેલાં છે. તે એટલા માટે કે 'મલકુશદેવ' રસ્તાખેજના

વખતમાં પોતાના જાદુઇ જોરે સખત થંડી પાડી બરફ વર્સાવશે તેથી સર્વ પેદાયશો મરણ પામશે, તે વેળા, દસ્તુર પેશાતન તે સર્વેને દફે કરશે ને વર્જમકર્દ ગુફામાં જાળવી રાખેલાં બિયાંને તથા ચરંદા પરંદા બહાર આણી તેમનાથી દુનિયાંમાં આબાદાની ફેલાવશે. એ મુજબ આ ખંડ પણ આખર હજારાનાં વખતમાં માલૂમ પડશે નહીં."

## કેરશાસ્પ પેહેલવાનના કાલબુદની જગા.—

" જેહાંપેહેલવાન કેરશાસ્પનું રવાન ને કાલબુદ તાહરા (ગુશતાસ્પ પાદશાહના) શેકારગાહમાં ને દમાવંદ ગોફાની નજદીક છે. ત્યાં ઝાડપાન, ફળફુલ થતાં નથી પણ ત્યાં સુન્નાનાં પારસો ઘણાં જડે છે. ત્યાં કેરશાસ્પના કાલબુદની પાસબાની માટે ૯૯૯૯ રવાનો ને રાખેલાં છે અને તે રવાનો ઉપર ફરવરદીન ઇજદ સરદારી કરે છે; જેથી નાપાક દેવદરૂજો તેના કાલબુદને હેરાન કરી શકતાં નથી. તેની પાસબાની એટલા માટે કરવી પડે છે કે તે કયામતને વખતે પાછો ઉઠશે ને નાપાક જોહાકને મારશે."

## જોહાકનું કેદખાનું ને ત્યાંની કરામત.—

"જોહાકતાજીને દમાવંદના પહાડ ઉપરના એક ગુફામાં બાંધી મેળેલો છે. તેની પાસબાની કરવા એક મુરગને રાખેલો છે. નાપાક જોહાક જ્યારે પોતાના હાથપગમાં પેહેરાવેલી ધાતુની સાંકળને ચાટી દોરા જેવી ઝીણી કરી ભાંજવાનો કસદ કરે છે, કે પેલો મુરગ પોકાર મારે છે કે તે સાંકળ જેવી ને તેવી થઇ જાય છે. જ્યારે તેની પાદશાહીનો દહાડો આવશે ત્યારે પેલો મુરગ ગફલતીથી વાસસે નહીં જેથી કંતાઇ ગએલી સાંકળ ભાંજી નાંખી જોહાક બહાર નિકળશે ને તે મુરગને મારી નાંખશે."

### ત્રણ પગનાં 'ખરતાલ'નું રેહેઠાણ.—

"આ 'ખરતાલ' વોઉરૂકશ દર્યાની વચોવચ છે. આ 'ખર'ને તે દર્યામાંહે એવે ઠેકાણે રાખેલો છે કે દર્યાનું પાણી દિવસમાં બેવાર ત્યાંની રીમની ધોવા થકી જાય છે ત્યારે દર્યાનું પાણી ઓછું થાય છે તેને ઓટ કહે છે. આ પાણી ઓટ થતાં દોજખની સર્વ નાપાકી, ગંદકી તથા રીમની ધોઇ પાછું ફરે છે. આ મુજબ દોજખ ધોવાઇ સાફ થવાથી દોજખી રૂવાનો આસુદાં થાય છે. જ્યારે તે પાણી પાછું વળે છે ત્યારે તે પાણી સર્વે ખરાબી નાપાકીથી ભરેલું હોવાથી તે જગે અહુરમજદે ત્રણ પગ, ૬ આંખ, ૯ મોઢાં, ૨ કાન, ૧ સિંગડાવાળા સફેદ રંગના ખરતાલને ત્યાં પેદા કર્યો છે, તે ખર જ્યારે પોતાના ત્રણ પગો મેળે ને ૬ ચશમે જોય ત્યારે દર્યો તમામ ભરાઇ સ્વચ્છ થાય છે ને તેથી ભરતી થાય છે. જો એક પગે ને બે ચશમે તે ખર પાણી સામે જોય તો પાણી દોજખમાં ભરાવા માંડે છે. પછી તે બે પગે ઉભો રહી ૬ આંખે જોય છે કે પાણી દોજખ ધોવા જાય છે. જ્યારે તે પાણી દોજખ ધોઇ પાછું ફરે છે ત્યારે તે પર ખરતાલની નજર પડવાથી તે સ્વચ્છ બને છે."

### કરમાહી તથા હોમના ઝાડનું મુકામ.—

"હોમનું ઝાડ કે જે રસ્તાખેજના વખતમાં સર્વે આલમનું શરીર સમારશે તે ઝાડ 'વોઉરૂકશ' દર્યામાં પેદા કર્યું છે. તે ઝાડની સંભાળ લેવા માટે દાદગરે ૯૯૯૯ રવાનોનાં અશો ફરોહરોને રોકેલાં છે, કેમકે નાપાક અહરેમને તે ઝાડ ભાંજવાને ઘણા જીઆંગાર ખરફસતરો, દેડકા, કાચબા અતી મોટા કદનાં પેદા કર્યાં છે. પણ

દાદાર અહુરમજદે ૧૦ કરમાહીને હોમના ઝાડને જાળવવા માટે ત્યાં રાખીછે. આ કરમાહીઓ હમેશાં હોમના ઝાડની આસપાસ ફરીયા કરેછે જેથી ખરફસતરોનું કશું વળતું નથી, પણ જેવા સર્પ, દેડકા ત્યાં આવેછે કે તેમને આ માહી ખાઇ જાયછે. આ *માહીને આવાજ કાઢવાની શકિત બક્ષેલી હોવાથી તે પોતાની ચીચિઆરિથી ૧૦૦૦૦ દેવોનો નાશ કરે છે. આ માહીની નજર એટલે તો તેજ છે કે રંઘા નદીમાં ઉત્પન્ન થતો બાલ જેવો મોજો પણ તે દુરવેરથી જોઇ શકે છે, તેમજ દર્યામાં થતી ભરતી ઓટની બારીકમાં બારીક શરૂઆત તે પારખી કાઢે છે."

## ઇઉપતશાહનું મુકામ.—

"અગરેરસના બેટા ઇઉપતશાહનું રેહેઠાણ દર્યા કિનારે છે. તે ઇજશની ૯૭ને તેનો જોર દર્યામાં પાક કીધેલું ચોખ્ખું હોમનું પાણી રેડે છે. જેથી ખરફસતરો ઘણાં મરણ પામે છે. જો તે ઇજશનીનો જોશ દર્યામાં નહિ નાખે તો હરસાલ ખરફસતરો ઘણાં વધે."

## રાક્ષશી કદનું શહામુર્ગ તથા ચમરૂશ પક્ષીનું વર્ણન.—

"એ શહામુર્ગને દાદગરે દર્યા કિનારે ઉત્પન્ન કર્યો છે. તે શહામુર્ગનું કામ એ છે જે પાક દાદગરે " દુ:ખદર્દ ટાળનાર " નામે ઝાડ પેદા કીધું છે. તે ઝાડ ઉપરથી જ્યારે એ શહામુર્ગ ઉડેછે ત્યારે તે ઝાડને દસ હજાર ડાંખળી નીકળે છે ને એક હજાર ડાંખળીપર તરેહવાર વનસ્પતિનાં બિયાં ઉગેછે. જ્યારે ફરીથી તે શહામુર્ગ તે ઝાડ ઉપર બેસેછે ત્યારે તે ઝાડની તે હજાર ડાંખળી ભાંજે છે જેથી સર્વે જાતનાં બીજ ખરી પડે છે."

---

* જુઓ આજ ગ્રંથનો વધારો.

"વળી ત્યાં ચમરૂશ (માદા)ને અમરૂશ (મરદ)નું એક જોડું ઉત્પન્ન કરેલું છે. તેમાં અમરૂશ નર પેલા ઝાડપર બેસી સર્વે બીજ નીચે તોડી પાડેછે ને માદા ચમરૂશ તે સર્વે બીજ પોતાની પાંખો વડે વિંજોડી દર્યામાં નાખે છે. જ્યારે તે દર્યાનું પાણી સુરજના તાપથી વાદળાં મારફતે ચુસાઇ જાયછે ત્યારે તેની સાથે બિયાં પણ ચુસાયછે ને વર્સાદના દિવસમાં પાણી વરસતાં તેમાં સઘળાં બીજ પણ વર્સેછે જેથી ઉદભિજ પદાર્થો ઉગી નિકળેછે ને લીલોતરી પંથરાય છે."

## "વાદળાંનું સ્વરૂપ ને કામો."—

"વર્સાદનાં વાદળાં જે છે તે ગંજાવર જાનવરના આકારનાં છે. તેના માથામાં જીવ હોયછે ને તેઓ અલબુર્જ ઉપર રહે છે. તેમના દિલપર ભિંગડા હોયછે. આ વાદળાં પવનને જોરે દર્યાનું પાણી ચૂસી ઉંચે ચઢી પાણી રેડેછે. જ્યારે વાદળાંમાંથી પાણીનો ધોધ છુટેછે ત્યારે ગુવાદ ઇજદ પવનને જોરે તે પાણીના ધોધને બારે વાટ કરે છે; તેથી વરસાદની સેર તથા બુંદ પડેછે."

## ગાજવીજનું વર્ણન.—

"વર્સાદમાં જે ગાજવીજ થાયછે તે એક ફરેસ્તાથી થાયછે. તે ઇજદનું નામ "આદર" છે. જ્યારે વર્સાદ વર્સેછે ને શકશગર (શપોજગર) નામનો દેવ તે પાણી ઝીલી દર્યામાં નાખેછે તે વેળા ફરેસ્તો તેની સાથે અથડી પડી લઢેછે ને પાણીને જમીનપર વરસવા લઢાઇ કરી ફરજ પાડેછે. તે વેળા ગુવાદ, રામ, તીર અને વનન્ત એ સર્વે ઇજદો તે દેવો સાથે લઢી વર્સાદને જમીનપર વર્સવા દીયેછે. વરસાદનાં દિવસમાં આસમાનપર રંગબેરંગી જે પટો ચિતરાયછે તે ફરેસ્તો લઢાઇનો સરદાર છે. જેની સામે

અહેરેમનનું લશકર આવી ઉભું રહે છે ત્યારે તે ફરેસ્તો મ્યાન-માંથી રંગબેરંગી તલવાર કાઢી ચમકાવે છે એટલે તે ફરેસ્તો ગરજે છે. જે દિવસે અહેરેમન સાથે લઢાઇ થવાની હોય તે દિવસે કમાન પડેછે. જ્યારે ખોરશેદ ઇજદ ઉગમણુ દિશાએ હોયછે ત્યારે અહેરેમનનું લશકર પશ્ચિમ દિશાએ હોયછે. તેની સામે ફરેસ્તાઓ કમાન ધરીને સામાં થાયછે જેથી પશ્ચિમ દિશામાં કમાન (ધનુષ્ય) દિસેછે. જો ખોરશેદ ઇજદ પશ્ચિમમાં હોય તો કમાન પૂર્વમાં દેખાય છે. તે વેળા વરસાદનાં વાદળાં ઘેરાયલાં દેખાય છે, ધુમસ વર્સેછે ને બધે અંધારૂં ફેલાય છે."

"તે વેળાએ જે વિજળીનો ગગરાટ થાયછે તે મ્યાન મેદાનમાં નાખેછે તેથી થાય છે. આ વેળા તલવારનાં જરબો અહેરેમન ઉપર ઘણાં પડેછે. જેમ ખોરશેદ ઇજદ પૂર્વ ને પશ્ચિમમાં ફરેછે તેમ કમાન પણ હોય છે. જો કમાન નાહની હોય તો અહરેમનનું જોર ઘણું હોય ને જો કમાન મોટી હોય તો અહેરેમનનું જોર ઓછું સમજવું."

"વિજળી જે ચમકાટ બતલાવે છે તે આતશ છે. આ આતશ જ્યારે મેદાનમાં ચમકે છે ત્યારે દેવો નહાશી જાય છે, અને તે વેળા જે ગરજના થાયછે તે દેવોનો પોકાર સમજવો; વિજળીને હોરમજનું નૂર બક્ષેલું છે."

**કયખશરૂ પાદશાહનું રહેઠાણ.—**

"પાદશાહ કયખશરૂ ચએચસ્તે નામના ગુફામાં રહેછે. આ પાદશાહ ત્યાં પોતાના ૧૦૦૦ પેહેલવાનો સાથે રહે છે. આ પાદશાહ અમર્ગ હોવાથી કયામત વેળા તે દુનિયામાં જાહેર .થઇ પાદશાહી કરશે. આ ચએચસ્તે ગુફો દક્ષિણ દિશાએ આવેલો છે. આ ગુફો આખરહજારાના વખતમાં જણાશે નહિ."

## પરીઓનાં ટોળાં વિષે.—

"પરીઓનાં ટોળાં પાંચ છે. તેમાના ચાર ટોળાં દેવની તરફ છે. એક ટોળો અહરેમનની રાહપર ચાલેછે. આ ટોળાંને જરતોસ્ત પેગંબરે પોતાનાં વખતમાં નીરંગને જોરે જમીનનાં ગોળામાં બંધ કિધાંછે. બીજાં દેવોનાં ટોળાંને તથા જીનોનાં ટોળાંને પણ તેજ પ્રમાણે નીરંગથી પેગંબર સાહેબે પોતાનાં વખતમાં ગોળ પૃથ્વીના પેટામાં પુરેલાં છે. તેમાં એક તરફ પરીયાં, બીજી તરફ દેવનાં ટોળાં ને ત્રીજી તરફ જીનનાં ટોળાં વસેછે. એક સારી રાહપર ચાલનાર તથા અહુરમજદને માનનાર પરીયોનો ટોળો હોરમજદને માનેછે, તેઓ ખોરશેદની તરફ રહે છે. આ પરીઓમાં આઠ જણી ખોરશેદનું તખત પકડી તેપર આફતાબને બેસાડી ફરે છે."

## અહુરમજદ અને અહેરેમનના ચાહેલા છ શખસો.—

"બાર રાશી હોરમજદની તરફ છે ને ૧૫ ગ્રહો અહેરેમનની તરફ છે. આ બાર રાશીથી કશી આફત યા બુરાઇ ગુજરતી નથી. તેમજ અહેરેમનની ખલકને અહુરમજદ ફેરવી શકશે નહિ, માત્ર આખેર હજારાના વખતમાં ફેરવશે."

"ખુદાએ 'જમશેદ, ફરેદુન અને કયકાઉશ'ને દુનિયામાં વધાર્યા પણ તેમને અહેરેમને ફરેબ આપ્યો અને તે પછી અહેરેમને જુહાક તથા અફ્રાશિઆબને એ મરતબે મોટા બનાવી સીકંદરને પણ તેવીજ હાલતે પોંહચાડશે, પણ પાક પરવરદેગાર તેમને નાબુદ કરશે. તેમાંનો ફક્ત જોહાક અમર્ગ છે અને હજી તેનો દોઢ દહાડો પાદશાહીનો કયામત સમે બાકી રહેલો હોવાથી તે જાહેર થશે. હાલમાં તે દમાવંદના પહાડ ઉપર કેદ છે. તેના બદનમાંથી એવી

તો દુરગંધી નિકળે છે કે દામાવંદ પર્વતથી ત્રણ ફરસંગ સુધી તેની બદબો આવે છે."

## બેહેશ્ત તથા દોજખનાં મુકામો વિષે.—

"આસમાન જમીનથી ૩૩૦૦૦ ફરસંગ દુર છે અને હમેશગી પણ તેટલીજ દુર છે. પેહેલું બેહેશ્ત સત્તરપાય પેહેલા આસમાન ઉપર છે. બીજું માહાપાય છે કે જે સત્તર પાયથી ૩૩૦૦૦ ફરસંગ ઉપર છે. ત્રીજું ખોરશેદપાય માહાપાયથી ૩૩૦૦૦ ફરસંગ ઉપર છે. ચોથું ગરોથમાન ખોરશેદપાયથી ૩૩૦૦૦ ફરસંગ ઉપર છે. પાંચમું "પશુમખાન" ગરોથમાનથી ૩૩૦૦૦ ફરસંગ ઉપર છે. પેહેલું બેહેસ્ત સારી મનશ્નીએ, બીજું સારૂં બોલવે તથા કામ કરવે મળે છે. બેહેસ્તમાં અશોને ખુસીખુરમીમાં રહેવાનું મળે છે. હમેસ્તગાનમાં જે ગુન્હેગારોનો સવાબ સરખાઇએ આવે છે તેમને મોકલે છે. ત્યાં રવાનોપર એવો તો આજાબ પડે છે કે રાતે તાઢ અને દિવસે તડકું પડે છે,"

"દોજખ ભુંડી મનશ્નીએ, જુઠું બોલવે ને ભુંડા કામો કરવે મળે છે. એવાં કામો કરવાથી દેવો નાપાક અહેરેમનની નજદીક તે રવાનને ધસડી લઇ જાય છે; અને પછી તે દેવો રવાનો ઉપર હરેક જાતની સખતી તથા રંજ અને આજાબ પાડે છે. ત્યાં બદબો અને અંધારૂં રહેતું હોવાથી દોજખી રવાનો સદા બેચેન રહે છે."



# જરતોશ્તી ધર્મમાં બંદગીના કાયદા અને ફરજો વિષે.

## પાંચે ગેહનાં ભણતરો વિષે.—

જ્યારે આપણે સેતાયશ તથા બંદગી કરીયે ત્યારે આપણું માથું કાન લગી ધોવું જોઇએ, અને હાથ કોપરીયાં સુધી તથા પગ ઘુંટીવેર ધોવા જોઇએ, ને માથું કાન સુધી ઢાંકવું જોઇએ; આ મુજબ પાણીથી બદન સ્વચ્છ કરી માથું ઢાંકી ભણવું રવા છે."

"બામદાદમાં ઉંઘમાંથી ઉઠતાં તેજ જગે કુશતી કરવી, પછી પાંચ છ ડગલાં ભરી નીરંગ લેવું જોઇએ, તે નીરંગને સુકવીને હાથપગ તથા મોહું ધોઇ "ક્ષ્નઓથ્ર અહુરહે મજદાઓ, અશેમ વોહુ" પઢવું. પછી નાહતી વેળા નીરંગ લઇ ત્રણ વાર અશેમ વોહુ પઢે, ને પછી કેમ ના મજદા પઢે ને નીરંગ સુકાંતા નાહી રહી કપડાં પેહેરી કુશતી ખાંધપર મેલી "નેમસેતે અહુરમજદ" ના ત્રણ પદો ભણીને સરોશ બાજ તમામ પઢીને કુશતી છોડે, પછી અહુરમજદ ખુદાએ ભણતા પાછી કુશતી બાંધે, અહુનવર બે પઢતાં કુશતીના આગલા બે ગાંઠ બાંધે, પછી "જસમે અવંઘહે મજદ માજદીયસનો અહમે" તમામ પઢી "હાવન ગેહ" તમામ પઢે, પછી હોશબામ પઢીને ખોરશેદની નીઆએશ, મેહેરની નીઆએશ દુઆ વિસ્પ હુમત પછી આતશ, આવાં, અર્દવિસુર તથા માહાબોખતારની નીઆએશ કરે. પછી હોરમજદ યશ્ત પઢે. પછી દોઆનામ સેતાયશને કરી ચારે દિશાનો નમસ્કાર કરે એટલે ચારો દિશામાં જે બેહેદીનો છે તેમના સવાબમાં શરીક થાય. પછી

૫પેત પશેમાંની દોઆ તનદોરોશતી પઢે ને છેલ્લે દીનનો કલમો પઢે.

"રપીથવન ગેહમાં ક્નોથ્ર અહુરહે મજદાઓ, અશેમ વોહુ ૧ પઢીને હાથ પગ ધોઇ કુસ્તી કરે. પછી સરોશ બાજ પઢી રહીને રપીથવન ગેહ પઢે. પછી ખોરશેદ, મેહેરની નિઆએશ કરે ને હોમ, વનન્ત તથા અરદીબેહેસ્ત યસ્ત પઢે, પછી દુઆ નામ સેતાયશની ભણી રહીને ચારે દિશાનો નમસ્કાર કરે અને પછી દોઆ તનદરોસ્તી પઢીને દીનનો કલમો પઢે."

"ઊજીરન ગેહમાં ક્નોથ્ર અહુરહે મજદાઓ પઢી અશેમ વોહુ પઢે ને પછી હાથ પગ ધોઇ કેમ ના મજદા પઢી કુશતી કરે ને પછી સરોશ બાજ, ઊજીરન ગેહ, ખોરશેદ, મેહેર, આતશ, આવાં અર્દવિ-સુરની નિઆએશ કરી સરોશ યસ્ત હાદોખત પઢે, ને પછી સર્વે દુવા પઢે, ને દુઆ નામ સેતાયશની પઢી ૪ દિશાનો નમસ્કાર, દોઓ તનદરોસ્તી ને પછી દીનનો કલમો પઢે."

"અઇવસરૂથરેમ ગેહેમાં ક્નોથ્ર અહુરહે મજદાઓ, અશેમ વોહુ ૧ પઢીને હાથપગ ધોઇ કુશતી કરી સરોશ બાજ, અઇવિશરૂથરેમ ગેહ, ચેરા-ગનો નમસ્કાર, રાતની સરોશ યસ્ત, અને દોઆ નામ સેતાયશની પઢે."

"ઉશહેન ગેહમાં અરધી રાતે ઉંઘમાંથી ઉઠી પેહેલાં નીરંગ લઇ પછી કુશતી કરી સરોશ બાજ પઢી ઉશહેન ગેહ પઢે ને બીજી અવસ્તા પઢે."

## ચાલુ માહ રોજનાં ભણતર વિષે.—

"જ્યારે માહાબોખતાર જોઇએ ત્યારે એક માસમાં ૩ વાર માહાબોખતારની નિઆએશ કરવી. પેહેલીવાર જ્યારે ચાંદ

દેખીએ ત્યારે યાને ચાંદરાતે, બીજી વેળા પુનમપર ને ત્રીજીવેળા અમાસને દહાડે. અમાસને દિને બામદાદમાં નિઆએશ પઢી રોજ દીન કરવાં."

"વર્ષ એકમાં ૬ ગાંહમબાર કરીએ અને મુકતાદના ૧૦ દિવસ કરવા. તેમજ બાજ, મેજઆફ્રગાન, સતુમ, દરૂન, ઇજશને વંદીદાદ વગેરે કરીએ. તથા મા બાંપ, ખેશખેશાવંદ અને કબિલાનાં મહિના તથા વર્ષનાં રોજગારો કરી દર વર્ષે રપિથવન ઇજાવીએ."

"હંમેશાં બાજધરી ખાણું તથા પાણી પીજીએ. તથા પેશાબ, હાજત (વગેરે) પણ બાજ ધરીને કરીએ"

"દરેક પોતામાંનો એક નાવર યાને એરવદ કરવો જોઇએ. જો સંપજ હોય તો ઘણા કરવા જોઇએ, અને બરશનુમ એક લેવું જોઇએ તથા ગેતીખરીદ ઇજાવવી જોઇએ, ને જો પૈસા હોય તો વરસોવરસ ઇજાવવી. જંદરવાનું જોડાનું ઇજાવવાની ફરજછે. જો ખુશી પડેતો દરસાલ ઇજાવે. સરોશની બાજ દરેક ગેહમાં ધરીને જમવું, સરોશની ઇજશને વંદીદાદ જોડાની ૬ કરાવવી ને બીજા વંદીદાદ ૩૩ ઇજાવવા તથા અદીંબેહેસ્તપર સુખડ બાળવું.

"મરદ તથા ઓરતની ૧૨ હમાયસ્ત ઇજાવવી જોઇએ, ગમે તો દર માસે ઇજાવે ને દર માસે બાજ કરે."

"રોજ ૧ લો દાદાર અહુરમજદ, રોજ સોલમો મેહેર ઇજદ, ૧૭ મો સરોશ ઇજદ, રોજ ૨૦ મો બેહેરામ ઇજદ ને ૨૯ મો મીનો મારેસ્પંદ ઉપર બાજ, આફ્રગાન, દરૂન ઇજાવવાં ઘટે છે. માહ ૯ મો આદર, ને પેહેલા દાદાર અહુરમજદના દિનથી તે અનેરાન રોજ સુધી દરરોજ દરૂન, મેજ, બાજ આફ્રગાન

ઇજાવે અને આતશની નિઆએશ કરવી. વરસનાં દરેક જશનો કરી દરેક માસમાં ઘટતા રોજે જશનો કરવાં.

ફરવરદીન મહિનો હોરમજદ રોજે નવું વરશ કરે. ફરવરદીન મહિનો ને અર્દીબેહેસ્ત રોજે રપીથવન ઇજાવે. ફરવરદીન મહિનો ને ખોરદાદ રોજે ખોરદાદસાલ કરે. કારણ કે એ દિને દરેક આદમીને રોજી વેહેંચાય છે તેથી એ દિને સવાબનાં ઘણાં કામો કરવાં જોઇએ તેમજ બંદગી ઘણી કરવી. એ દિને હાવન ગેહમાં નવ ખોરશેદની નિઆએશ તથા ત્રણ મેહેરની નિઆએશ ને રપીથવન ગેહમાં ત્રણ ખોરશેદની નિઆએશ તથા એક મેહેરની નિઆએશ પઢવી જોઇએ. ઉજીરન ગેહમાં ત્રણ ખોરશેદની નિઆએશ તથા મેહેરની એક નિઆએશ કરવી તથા બાજ, આફરનગાન, ઇજશની, વંદીદાદ કરાવવાં."

"ફરવરદીન મહિનો ને અમરદાદ રોજે અમરદાદસાલ યાને મુકતાદને વળાવવાં. ફરવરદીન રોજે ફરવરદીઆનનું જશન કરવું. એ એ દિને દોખમા નજદીક સગ્રડીમાં જઇ બંદગી કરવી તથા આફરગાન કરાવવું."

"અર્દીબેહેસ્ત મહિનો ને અર્દીબેહેસ્ત રોજે અર્દીબેહેસ્ત અમશાસ્પંદનું જશન કરવું."

"ખોરદાદ મહિનો ને ખોરદાદ રોજે ખોરદાદ અમશાસ્પંદનું જશન કરવું."

"તીર મહિનો ને તીર રોજે તિરીયાનનું જશન કરવું."

"અમરદાદ મહિનો ને અમરદાદ રોજે અમરદાદ અમશા-સ્પંદનું જશન કરવું જોઇએ." "શેહેરેવર મહિનો ને શેહેરેવર રોજે એ અમશાસ્પંદનું જશન કરવું જોઇએ." "મેહેર મહિનો ને

મેહેર રોજે મેહેરિયાનનું જશન કરવું જોઇએ," આવાં મહિનો ને આવાં રોજે આવાં અર્દીબેહેસ્તનું જશન કરવું જોઇએ." "આદર મહિનો ને આદર રોજે આતશનું જશન કરવું જોઇએ." 'આદર' મહિનો ફરવરદીન રોજે ફરવરદિઆનનું જશન કરવું જોઇએ." "દે મહિનો ને હોરમજદ રોજે દાદાર અહુરમજદનું બીજું જશન કરવું જોઇએ. દે મહિનો ને ખોરશેદ રોજે પેગંબર સાહેબ અશો જરથોસ્તનો દિવસ તથા ખોરશેદ ઇજદનું જશન કરવું જોઇએ. દે મહિનો દેપમેહેર રોજે દાદાર અહુરમજનું ત્રીજું જશન કરવું જોઇએ. દે મહિનો ને દેપદીન રોજે દાદાર અહુરમજદનું ચોથું જશન કરવું જોઇએ." "બેહેમન મહિનો ને બેહમન રોજે બેહમન અમશાસ્પંદનું જશન કરવું જોઇએ. પછી અસ્ફંદારમદ મહિનામાં ૪ જશન કરવાં ઘટે છે. ૧ લું અસ્ફંદારમદ રોજે, ૨ જું ખોરદાદ રોજે, ૩ જું ફરવરદીન રોજે, ૪ થું મારેસ્પંદ રોજે. અસ્ફનદારમદ મહિનો ને આસ્તાદ રોજથી પાંચમાં વહિસ્તોઇસ્ત ગાથાના ઉશહેન ગેહના વખત સુધી મુકતાદનાં ૧૦ દિવસ કરવાં જોઇએ. તેમજ ગાથા ગાહમબારમાં સર્વે જરતોસ્તી અનજુમને મેજ તથા દરૂન ઇજાવવું ઘટે છે અને નિઆએશ કરવી જોઇએ. જો સર્વે જણાઓ એકઠા થઇ એક નિઆએશ એકદિલથી કરે તો ૧૦ નિઆએશ કીધા જેટલો સવાબ દરેક જણને લાગે. તેમજ મેજ, આફરંગાન, ઇજશને સર્વે અનજુમન એકદિલથી એકઠાં થઇને કરે જેથી દરેક જણને સઘળો સવાબ લાગે."

## ગુન્હાની તોજેશ વિષે.—

"જો બેહેદીને કાંઇ ગુન્હા કીધો હોય તો તેણે દસ્તુર પાસે જવું જોઇએ. પણ જો દસ્તુર ગામમાં નહિ હોય તો મોબેદ યા

એહેદીન મોટા દરજજાવાલો હોય તો તેની પાસે જાય. જો તે વંદીદાદનો પઢનાર હોય યા દીનનો સમજનાર હોય તો તેને દસ્તુરને અરતબે જાણવો જોઇએ. રોજ ૨૧ મો મીનો રામ ઇજદ અને માહ ૭ મો મેહેર ઇજદ એ દિને જઇને સઘલો ગુન્હા દસ્તુર પાસે કબુલે ને જો દસ્તુર તેને તેજ વખતે પતેત કરાવે તો તે ગુન્હાથી તે માફી મેળવી ફારેગ થાય. પછી જેવી તોજેશ તે દસ્તુર કરાવે તેવી કરી માફી મેળવવી. જે કોઇ પોતાના ગુન્હા કબુલે અને તે સાંભળનાર જાહેર કરે તો તેની ગરદન મારવી જોઇએ, કારણ કે તેનો ગુન્હા સર્વેથી મોટો કહેવાય.

## બંદગી અને ભણતરના ફાયદા.—

"જે આદમી પોતાની ફરજ ઉપરાંત અવસ્તા પઢે તો તેનો તેને વધારે સવાબ છે. જો દરેમેહર, ગાહમબાર, જશન યા કોઇ મરણ પામે ને ત્યાં નિઆએશ, યશ્ત તથા બીજી બંદગી પઢે તો તેને મોટું સવાબ હાંસલ થાય, પણ રવાનની નઇઅતે હરેક વખતે નિઆએશ તથા પતેત પઢે તો તેનો સવાબ ઉતાવળે હાંસલ થાય. જો તે રવાન દોઝખી હોય તો તેને બેહેસ્ત પોંહચે અને જો તે રવાન બેહેસ્તી હોય તો ગરોથમાન બેહેસ્ત મળે."

## નશોસ સંબંધી પાંકીજગી.—

"પેશદાદીયાન તખકકાના પાદશાહ તેહેમુરસ્પ દેવબંદના વખતથી નશોસ દુનિયામાં પેદા થયા. તે એવી રીતે કે તેહેમુરસ્પે પોતાની છુપી વાત ઓરતને કહી તેથી તેને દેવ ગળી ગયો, તે દિવસથી દુનિયામાં નશોસ ઉત્પન્ન થયો; પણ માજ્દીયસની દીનની નીરંગથી તે ભાગે છે. જે નશોસ આદમીપર ચઢેછે તેની દવા નીરંગ બનાવી છે,

અને તેથી તે જ્યાંવેર જીવે છે ત્યાંવેર નશોસથી પાક રહે છે પણ જ્યારે તે મરણ પામે છે ત્યારે તેને નશોસ લાગુ પડે છે. પણ જુદ્દીન દરવંદોપર તો જીવતાં જીવત નશોસ ગાલેબ થએલાં હોય છે. જ્યારે તે સ્વાન ગુજરે છે ત્યારે તેને દેવદરૂજો ઘસડી લઇ જાય છે. દૂર બેઠેલી ઓરતને જો કપડાં અડકે તો તે કપડાં પાછાં લેવાય નહિ (હાલમાં નીરંગથી કપડાં ધોઇ લઇ એલાહેદા રાખવાનો ચાલ છે) અને જો કોઇ જરતોસ્તી આદમી જુદ્દીન દરવંદના નશાને યાને મુરદાને અડકે તો નીરંગ તથા પાણીએ કપડાં ધોઇ સાફ કરવાં. લઢાઇમાં કોઇ મરણ પામે તો તેને ઉંચી જગાપર મેળી નીરંગ પાણીથી પાક કરવું.

## બોય દેનાર મોબેદની પાકીજગી વિષે.—

"આતશખાનામાં આતશને બોય દેનાર મોબેદ ઉંચા ખાનદાનનો અને પાકી ઉમ્મરનો હોવો જોઇએ. તે મોબેદ દાનાવ, પરહેજગાર, ભણેલો, તેમજ તમામ દીનની વાત અને દીનના કામમાં જાણીતો હોવો જોઇએ. તેણે હમેશાં પવિત્ર કપડાં પેહેરવાં જોઇએ, તેમજ નશાભર્યું ખાણું ખાવું નહિં જોઇએ. પવિત્ર યજેલાં પાણીમાં દુધ મેળવી પીણું પીવું. તેમજ ખાતી વેળા બરશનુંમ સાથે બાજ ધરીને ખાવું જોઇએ તથા નવાં કપડાં શીવરાવી તેને ધોઇ તથા યજી પેહેરવાં જોઇએ, અને આતશના મકાનથી બીજે ઠેકાણે અપવિત્ર જગે જવું નહિ જોઇએ; રાત અને દિવસ માટે બોય દેનાર મોબેદ જુદાં રાખવાં જોઇએ; તેમનો સ્વભાવ નરમ, શીરીન જુઆન ને બુલંદ આવાજે પઢનારો જોઇએ, તે સારી તંદરોસ્તીવાલો, મજબુત બાંધાનો, લઢાયક હુન્નરનો માહીતગાર હોવો જોઇએ, કારણ કે કદાચ દીન દુશમનો આતશ

ખરાબ કરવાને આવે તો તેઓની સાથે લઢીને આતશનો બચાવ કરી શકે."

## એકવીસ નુસ્કમાંનાં અજાયબ એલમ હુન્નરોનું વર્ણન.

* ૨૧ નુસ્કનાં નામો.—

| | |
|---|---|
| ૧—સતુદગર | ૧૧—ખેશ્ત |
| ૨—વહિસ્તમાંસર | ૧૨—જેરશ્ત |
| ૩—બધ | ૧૩—સફંદ |
| ૪—દામદાદ (દવાજદેહ હમા યશ્ત) | ૧૪—બઘ્રાંનયશ્ત |
| | ૧૫—નિયારમ |
| ૫—નાદર | ૧૬—દવાસ્રૂજદ (દ્વાસ્રૂબ) |
| ૬—પાજેહ (પાજમ) | ૧૭—અસ્પારમ |
| ૭—રતોશ્તાઇ | ૧૮—અસ્કારમ |
| ૮—બરશ | ૧૯—જુદ-દેવ-દાદ (યાને વંદીદાદ) |
| ૯—કશસરૂબ | ૨૦—હાદોખ્ત |
| ૧૦—વિસ્તાસ્પશાહ | ૨૧—સતુદયશ્ત |

* એરવદ કાવશજી એદલજી કાંગા કૃત ખોરદેહ અવસ્તા પાનું ૧૪૮ માં લખે છે કેઃ—"ઉપર જણાવેલા ૨૧ નુસ્કો અવસ્તા ભાષામાં લખાયલાં હતાં, અને તેમાં ધર્મનાં તમામ ભણતરો તથા દીનનાં સઘળાં ફરમાન તથા કાનુનો ઉપરાંત, આએ દુનિયાં, મિનોઇ જેહાંન, બેહેસ્ત દોજખ, ઇનસાફ, નીતિ, શીલસુરી, તબાબત, જ્યોતિષશાસ્ત્ર તથા બધી જાતની વિદ્યાહુન્નરને લગતી બાબદો આવેલી હતી."

"આપણી પાક અવસ્તાની કેતાબો તે ૨૧ નુસ્કો છે. તેમાં એલમ હુન્નરોની ઘણીક બાબતો આપેલી છે તેથી તમામ નાહના મોહટા એલમ અને તલેસમાતિક હૂન્નરો વગેરેની બાબતો લખેલી છે. તેમાંના કેટલાએક તલેસમાતિક હૂન્નરો આતશ તથા ચેરાગની કરામતથી ઉત્પન્ન થયલા છે. પણ તે હૂન્નરો આપણા મહજબની વિરૂદ્ધ હોવાથી હાલનાં આપણા વખતમાં ચાલુ થયલા નથી પણ તે તમામ હૂન્નર જે લખેલા છે તે પાદશાહ જમશેદે શોધી કાઢયાં છે. ને તે અજમાવી જોએલાં છે. તે તમામ હૂન્નરો આખેર હજારાના વખતમાં ખ્રિસ્તી ધર્મવાળા કે જેઓ તે વખતે મોટી પાદશાહી કરતા હશે અને ઘણીજ સરકશીએ પોંહચેલા હશે; તેમને હાથ જમશેદી તલેસમાતોથી એ હૂન્નરો હાથ આવતાં તેઓ નવી શોધો કરી આશકારા કરશે. ઉપલા આતશ તથા ચેરાગનાં હૂન્નરથી ગાડી, કીશતી તથા યંત્રો પોતાની મેળે ચાલશે અને તે આતશોથી કેટલીક જાતની ચેરાગો ઉત્પન્ન થશે અને તે ચેરાગોનાં રંગ, રૂપ, ઝલકાટ તથા ગરમી તરેહવાર પ્રકારની હશે."

"બીજા કેટલાએક હૂન્નરો તથા એલમો તમામ જાતના પાણીની ઉત્પત્તિમાંથી બનેલી કરામતનાં છે કે જેમાંના થોડાંક હૂન્નરો તે આખર હજારાનાં વખતમાં માલમ પડશે અને બાકીનાં બીજા અનદીઠ રહેશે."

બીજા એલમો ઊંડા દરિયામાંથી તથા નદીઓના તળીયામાંથી તથા કુવા અને ઝરાઓના તળીયામાંથી આરપાર થઇને બીજા સેતારાઓની જગામાં તથા પાતાળ જમીનમાં યાને જમીનનાં ગોળામાં કે જયાં, દેવ, જીન, પરીયાંઓને પેગંબર જરતોસ્તે નીરંગના જોરે બંધ કીધા છે ત્યાં પણ જઇ શકાય એવા છે; પણ તે એલમ

હૂન્નરો કોઇથી પણ કયામત સુધી જમીનના પેટા માંહેલી ગરમીને લીધે શોધી કાઢી શકશે નહિ."

"કેટલાક હૂન્નરો કેટલીક જાતની હવાની ઉત્પતિમાંથી થએલાં છે. તેમાંના થોડાક હૂન્નરો શિવાય બીજા થઇ શકશે નહિ. ને જે થોડાક હૂન્નરોની શોધ થશે તે એવાની થશે કે જે હવાથી આદમીઓ પંખીની મીસાલે આકાશ ઉપર ઉડશે તથા પાણીને ચાહે તેમ થંડુ તથા ગરમ એકદમ કરી શકશે. અને તે શિવાય બીજા ઘણાક હૂન્નરો જાહેર થશે અને બીજા ઘણાક અનદીઠ હશે, તે એવા છે કે કોઇપણ આદમી કાંઇબી ચીજ વગર હવામાં અધર ઉડી શકે, તથા હવામાં અતરંગ ઉભું સુઇ શકે તથા હવાના જોરથી તમામ બેહેસ્તોમાં તથા સાતે ગ્રહોમાં તથા દોજખ, ચીનવદપુલ અને બીજા સેતારાઓની જગોમાં જઇ શકે તેવાં પણ તલેસમાતી હૂન્નરો છે. પણ તે કયામતવેર કોઇ આદમી શોધી શકશે નહિ. પણ જે શોધવાની કોશેસ કરશે તે જીંદગી તથા જરથી ખુવાર થશે."

"બીજા કેટલાક હૂન્નરો ઉરવર તથા વનસ્પતિની ઉત્પંતિમાંથી થએલા લખ્યાછે કે જેમાંના થોડા હૂન્નરો જાહેર થએલા હશે તે આખર હજારાના વખતમાં જાહેર થશે, અને બાકીનાં બીજા અનદીઠ રહેશે. તે અનદીઠ હૂન્નરો એવાં છે કે અગર આપણે ચાહીએ કે એક અનારનું ફળ અનારનાં ઝાડપર થએલું છે પણ આપણે તે ફળને દરાખનાં વેળાપર અથવા બીજા ઝાડપર ઉગાડવા માંગીએ અથવા દાડમનાં ઝાડપર બીજી જાતનાં ફળ તથા ફુલો ઉગાડી શકીએ. તેમજ ઝાડનાં પાતરાં તેમ ફળો કેટલાં છે તે ગણી શકાય તેવા તલેસમાતી હૂન્નરો કયામત સુધી જાહેર કરી શકશે નહિ.

"બીજા કેટલાક હૂન્નરો જમીનની તથા જાત જાતની મટોડીમાં પથરો તથા બીજા પદાર્થો કઇ જાતનાં તથા કેવા રંગના તથા કેટલા કિમતી છે તે પારખી શકીએ; જેમાંનાં થોડાક હૂન્નરો આખર હજારાનાં વખતમાં જાહેર થશે, અને બીજા કેટલાક હૂન્નરો ધાતુની ઉત્પતિમાંથી થયલા છે કે જેથી કિમિયાનો હૂન્નર ઉત્પન્ન થએલો છે કે જેમાંના થોડાક હૂન્નરો આખર હજારનાં વખતમાં પ્રકાશ પામશે."

"બાકીનાં બીજા અનદીઠ હૂન્નરો છે તે એવા છે કે એક ધાતુમાંથી બીજી ધાતુ બનાવી શકાય તથા તેનો રંગ બદલી શકીએ તથા તે ધાતુનાં કપડાંથી અથવા બખતરથી આતશમાં બળી ન શકાય, તથા પાણમાં ડુબી તથા જંગલી જાનવરો ખાઇ નહિ શકે, તથા હવામાં ઉંચે ગયાથી તુટી પડે નહિ. પણ તે કયામત સુધી કોઇ પણ આદમીને માલમ પડશે નહિ."

"બીજા કેટલાક હૂન્નરો ગોસપંદ, પંખી, માછી તથા આદમીની ઉતપંતિ વિષેના લખ્યા છે કે જે તમામ અનદીઠ હશે તે એવા છે કે તે હૂન્નરથી ગાય, ગોસપંદ, પશુ પંખી તથા માછીને આદમી જબાને બોલાવી શકે તથા જાનવરોની બોલી તથા ભાષા સમજી શકે તથા સર્વે જાનવરોનાં રંગ રૂપ ફેરવી શકાએ. તથા આદમીને જાનવરની સુરતમાં કરી શકીએ, તથા વગર વાચાના કરી શકીએ એવાં છે, પણ તે હૂન્નરોની શોધો થઇ શકશે નહિ ને જો કોઇ તે હૂન્નરો શોધી કાઢી શકશે તો તે હેરાન અને પરેશાન થઇ મરણ પામશે."

"બીજા એલમો આતશ, પાણી. હવા અને ખાકમાંથી

ઉત્પન્ન થએલા છે. અને તે ચાર ચીજ ઉપરથી રમલની વિદ્યા નિકળી છે, જે વિદ્યા હાલના તથા આખેર હજારાનાં તથા કયામતનાં વખતનાં લોકો પણ જાણશે."

"બીજા એલમોમાં ગાય ગોસપંદ માયના પેટમાં કેમ ઉત્પન્ન થાએ છે તે, તથા મુરગ તથા પંખીના પેટમાં ઇંડાં કેમ પેદા થાએ છે તે, તથા ઇંડાંમાંથી બચ્ચાં શાથી પેદા થાય છે અને આદમી ગોસપંદ તથા પંખીના જીવ તેઓનાં તનમાંથી કેમ અને કેવી રીતે નિકળી જાય છે તે એલમ જાહેર તથા અનદીઠ લખેલાં છે. પણ હાલનાં આપણા વખતમાં હાથની તથા હથિઆરની કારીગીરી શિવાય આતશ સંબંધી બીજા બધા હૂન્નરો બંધ છે, કારણ કે જે કીધાથી આપણ ધર્મની વિરૂદ્ધમાં જઇએ છિયે અને જે હૂન્નરો પર અમલ કરવાથી આતશ, પાણી, ઓરવર, જમીન, અઇઓખશ્ત, ગોસપંદ, પંખી, આદમી તથા સેતારા વગેરે પર આજાબ પોંહચે છે."

# તેત્રીસ ઈજદોનું વર્ણન
## અને
# તે રોજની સેફ્ત.

**અહૂરમજદ.—**

"એ સાત અમશાસ્પંદોમાંનો પહેલો અને મુખ્ય છે. એ દાદાર અહૂરમજદ રોશનીનો સાહેબ અને આદમીને રોજી તથા રજકનો બક્ષનાર તથા મદદગાર છે. જ્યારે પાક દાદારે બેઉ જહાન ઉત્પન્ન કીધા અને ફરેસ્તાઓને બનાવી જૂદી જૂદી ચીજો પર મવક્કલ કીધા કે, બંદાઓ સંપજમાં રહી તેમને અરષ કુરશીએ પોંહચાડે. જે બંદાને આજાબ દીયે તે ખુદાને નાખુશ કરવા બરાબર છે. એ દિને પાક થઇ સ્વચ્છ વસ્ત્ર પેહેરવાં તથા ગાય ગોસપંદને ખરીદવાં તથા રૂડા કામો કરવાં. એ દિને જે ફરજંદ થાય તે ઘણું નેકબખ્ત હોય. એ રાતે ખુઆબ દેખે તો તેની તાસીર તેજ દિને ફળે.

**બહુમન અમશાસ્પંદ.—**

"આ ફરેસ્તો ગાય ગોસપંદ તથા પંખીઓ ઉપર મવક્કલ છે. એ સુલેહ ઉપર રાજ કરે છે. બેહેમનની સામે દુનિયાની આખેરીમાં 'અકોમન' થશે તેને એ મારશે. એ દિને નવાં કામોનો આરંભ કરવો. એ રાતે સ્વપનું જોય તો તેનું ફળ દિન ચારમાં મળે, પણ સાંપને સ્વપનામાં દીઠો હોય તો નાખુશ ખબર સંભળાવે. એ દિને ઘોડા તથા બળદ ઉપર સ્વારી નહીં કરીએ તેમજ તેમને ગાડીએ જોડવાં નહિ."

**અરદીબેહેશ્ત અમશાસ્પંદ.—**

"આ ફરેસ્તો ભીતરનાં આતશ ઉપર અને અનદીઠ આતશ

ઉપર મવક્કલ છે. એ જગતને આકર્ષણ શકિત, રોશની, ગરમી અને વિજળી પુરી પાડેછે. એ અતી ખુબસૂરત ને નુરમંદ છે. એ રાસ્તીનો ધણી ને બેહેસ્તનો સરદાર છે. જ્યારે રૂઆન થાય ત્યારે તેની ખાલી જગ્યાપર ત્રણ દિવસ સુધી આતશ રોશન રાખવો પડે છે કે, જેથી દેવો તે રવાનને આજાર દીયે નહિ. એ દિને આતશની નિઆએશ કરવી ને એ દિને આશાયશ લેવી ઘટે છે. એ દિને દીઠેલા સ્વપનાનું ફળ બે દિનમાં મળે ને જો સ્વપનામાં સાંપ દીઠો હોય તો મરણની ખબર સાંભળીએ. એ દિને જન્મેલું ફરજંદ તંગદરસ્ત નિવડે."

## શાહેરેવર અમશાસ્પંદ.—

"આ ઇજદ ધાતુ, પાદશાહ અને ઇનસાન ઉપર મવક્કલ છે. એ દિને ધાતુ, વાસણ તથા હથિઆરો ખરીદવાં તેમજ સખાવત કરવી. એ દિને છોકરૂં આવે તો તે નેકતાલે હોય તેમજ પોતે સાંપનું સ્વપનું દીઠું હોય તો કોઇ વ્હાલું આવી મળે."

## અસફંદારમદ અમશાસ્પંદ.—

"(સ્પેન્ત આરમઇતી) આ જમીન ઉપરનો નારીજાતી ફરેસ્તો છે. એ રોજે જમીન, ખેતર વેચાતાં લેવાં. એ દિન જે ફરજંદ આવે તે કમતાલેનું હોય. એ રાતે સ્વપનું જોયું તો તેનું ફળ ૨૦ દિવસમાં મળે. એ અમશાસ્પંદનો હરીફ 'અસ્તુઆદ' દેવ છે, એ રાતે સ્વપનામાં સાંપ દીઠો હોય તો લાભ કરાવે."

## ખુરદાદ અમશાસ્પંદ.—

" (હઉર્વતાત) આ ફરેસ્તો આકાશી દુનિયા તથા પાણી ઉપર સરદારી ભોગવે છે. એનો હરીફ તઉર્વ નામનો દેવ છે. એ રોજે

રૂડાં કામોનો આરંભ કરવો નહીં. એ દિને જે ફરજંદ આવે તે નેકબખ્ત હોય. એ રાતે સ્વપનું જોય તો તેનું ફળ તેજ રાતે મળે. એ દિને જે ખબર સાંભળી હોય તે સાચ્ચી હોય."

**અમરદાદ અમશાસ્પંદ.—**

"(અમરેતાત) એ ઝાડપાન તથા અમરપણા ઉપરનો મવકલ ફરેસ્તો છે. એનાં હરીફ તારીક અને જારીક જેઓ ભુખ અને તરસ ઉપરનાં દેવો છે, તેમને ગણેલા છે. એ રોજે બીજ તથા ઝાડ પાન વાવવાનું ફરમાન છે, ને એ દિને આશાયશ લેવી. એ રાતે આવેલા સ્વપનાનું ફળ ૧૦ દિવસે મળે. આ અમશાસ્પંદ ગાય ઢોરનાં ટોળાની આબાદી ઉપર, અનાજના ઉગવા ઉપર અને ગઓ કેરન ઉપર સરદારી ભોગવે છે, બદનને પાયદાર રાખવા માટે ખોરાકની અગત છે અને તે એ ફરેસ્તા તરફથી મળે છે. એ રાતે સ્વપનામાં સાંપ દીઠો હોય તો ફીકર ઉપજે."

**દએપ—આદર—દાદાર.—**

આ ઇજદ પાક દિલનો છે. જે આદમી ઇજશને કરે તેને એ ગરોથમાંન બેહેસ્તમાં લઇ જાય છે. એ રોજે સખાવત કરવી ને ગોસ્પંદો ખરીદવાં; તેમજ એ દિને લગન તથા ઇમારતનો આરંભ કરવો. એ દિને આજારી પડેલું આદમી જલદી સારૂં થાય. એ રાતે દીઠેલા ખાબનું ફળ તુરત મળે તેમજ સ્વપનામાં સાંપ દીઠો હોય તો સારી ખબર સાંભળે.

**આદર ઇજદ.—**

"એ આતશ અને રોશની ઉપર મવકલ છે. એ પાદશાહને

અક્કલનો આપનાર છે. પાદશાહ કયકાકિશને ફરીથી પાદશાહી આદર ઇજદની મદદ અને બરકતથી મળી હતી. તેમજ કયખશરૂને પણ એનાંજ બળે પાદશાહી મળી હતી. અને મને (જામાસ્પ વજીરને) પુલ સુંઘાડીયાથી ડાહપણ, દસ્તુરી અને પાકીજગી આદર ઇજદની બરકતે મળ્યાં છે. એ રોજે સખાવત કરવી કે તેથી દિલની મુરાદ બર આવે. એ દિને આજારી પડેલો હેરાન થાય ને એ રાતે દીઠેલા સ્વપનાનું ફળ ૧૦ દિનમાં મળે ને સાંપ દીઠો હોય તો લાભ થાય.

## આવાં અરદ્વિસુર બાનું.—

"આ નારી જાતી ફરેસ્તો ખુદાઇ શકતી, પૃથ્વીને ફળદ્રુપ પણું, રાજ્યોને આબાદી, પેહેલવાનોને ફતેહ, મોબેદોને ડહાપણ તથા પાકીજગી બક્ષે છે. એ દિને આવાં અરદ્વિસુરની નિઆએશ તથા આવાં યસ્ત ભણવી જોઇએ. ખેતીવાડી તથા ઘરની ઇમારત સંબંધી કામ એજ દિને કરવાં. એ દિને ઘોડાની ખરીદી કરવી ઠીક, પણ કોઇ પાસે કાંઇ અનામત મુકીએ નહીં. આ દિને જે ફરજંદ આવે તે નેકબખ્ત હોય. તેમજ એ દિને જે આદમી બિમાર પડે તે જલદી સારો થાય. એ દિને આવેલા સ્વપનાનું ફળ ૧૦ દિવસમાં મળે. એ દિને સાંપ દેખીએ તો દિલની મુરાદ હાંસલ થાય, અને જે ખબર સાંભળીએ તે સાચ્ચી નિવડે. એ દિને જે નહાસી જાય તે પાછો મળે નહિ."

## ખોરશેદ ઇજદ.—

"એ ઇજદ બેઉ જેહાંનને રોશની તથા નુરનો આપનાર છે. તે પોતાની તેજી રોશનીથી જમીન ઉપરની દુર્ગંધીને બાળી

સ્વચ્છ કરે છે. એ ઇજદ દેવોને મારનાર છે. એ દિને ખોરશેદની બંદગી કરવી તેમજ એ દિને છોકરાંને નિશાળે બેસાડવાં. એ દિને આવેલું બાળક નેક કેરદાર હોય. એ રાતે સ્વપનામાં સાંપ દેખાય તો દુરથી ખુશહાલી સંભળાય.

મોહોર ઇજદ.—

"એ મહાબોખતાર ઉપર નેમાયલો છે. એ પોતાનાં નૂરથી વનસ્પતિને તાજગી બક્ષે છે. તેમજ પહેલાં પેદા થએલા પ્રાણી, પ્રથમ ઉત્પન્ન થએલા ગોધા તેમજ વનસ્પતિની તોખમને વધારે છે. એ દિને બાજ ઇજાવીયાથી ચાહેલી મુરાદ જલદી હાંસલ થાય. એ દિને મોહોર ઇજદની નિયાએશ, યશ્ત તથા બંદગી ઘણી કરવી. એ દિને સ્વપનું જોય તો તેનું ફળ દિન પાંચમાં મળે. એ દિને ગુમાએલી ચીજ જલદી મળે. એ દિને આરંભેલું કામ અધુરૂં મુકવું નહિ. એ દિને સ્વપનામાં સાંપ દેખાય તો કોઇ ખરાબ દુશમન ઉભો થવાની નિશાની."

તેશતર તીર ઇજદ.—

"વરસાદ ઉપરનો મવક્કલ ઇજદ. એનો મદદગાર 'સત્તવએસ' સેતારો છે. અપએોશ જે દુકાળ અને મરકીનો દેવ છે, તે તેશતરને વરસાદ લાવવામાં ખલલ કરે છે, ને તેની પર તીર ઇજદ ફાવી વરસાદ વરસાવે છે. એ ઇજદ ગ્રહો તથા સેતારાઓનો ધણી છે. એ લાંબી ઉમરનો વધારનાર છે. એ દિને સખાવત કરવાથી દિલની મુરાદ હાસલ થાય છે. તેમજ એ દિને તીરંદાજીનો હુન્નર શિખવાની શરૂઆત કરવી. એ દિને જે બાળક થાય તે કમતાળેનું હોય અને એ દિને જે આજારી પડે તે વધુ હેરાન થાય. એ દિને જે

ખબર સાંભળીએ તે જુઠી હોય તેમજ એ દિને ગુમાયલી ચીજ પાછી જડે નહિ. એ દિને સ્વપનામાં સાંપ દીઠો હોય તો લાભ મળે.

ગોસ ઇજદ.—

"આ ઇજદ અશો, વૃધી કરનાર, કૌઅત આપનાર, તંનદરોગ્તી આપનાર છે. એ ઇજદ બહમન અમશાસપંદના ગોસપંદોનો પાસબાન હોઇ એક રાતમાં એ ઇજદ ૭ વાર ગોસપંદોની પાસબાની કરે છે, જેથી નાપાક અહેરેમન તેમને ફતવા આપી શકતો નથી, તેમજ એ ઇજદ સર્વે પાદશાહોને યારી તથા મદદનો આપનાર છે. એ ઇજદની મદદથી જમશેદ પાદશાહે અહેરેમન સાથે લઢાઇ કરી દોજખનાં બારણાં નીરંગને જોરે બંધ કીધાં, તેથી મોહોત ૭૧૮ વર્ષ દુનિયામાંથી નાબુદ થયું હતું. પણ છછુંદરે દોજખનો પાયો કોતરી દરવાજો પાડી નાખવાથી દોજખનાં બારણાં ખુલ્લાં મેલાયાં હતાં, કે જે કયામતવેર ખુલ્લાં રહેશે. તેમજ ફરેદુન પાદશાહે ગોસ ઇજદની મદદથી જોહાકને કેદ કરયો હતો. તેમજ અફરાશિઆબ જયારે કયખશરૂના હાથથી બચી નહાસવા લાગો ત્યારે ગોસ ઇજદે તેને હોમ પાસે પકડાવી કયખશરૂને હવાલે કર્યો હતો. આથી ગોસ ઇજદ મુશકેલીનો ટાલનાર છે. એ દિને સારાં કામો આરંભી નવાં વસ્ત્રો પેહેરવાં. એ દિને જે બાળક અવતરે તે નજુમી થાય, ને બેમાર પડે તે તુરત સારો થાય. એ દિને જે સ્વપનું આવે તેની તાસીર ૨૦ દિવસે માલમ પડે. એ દિને ખ્વાબમાં સાંપ દેખાય તો સફરની તૈયારી સમજવી.

દએપ મેહેર દાદાર.—

"એ દિને નખ તથા બાલ ઉતારવા તથા નાહવું તેમજ જમીન ખરીદ કરે અને સલાહ સોહબત કરે તથા છોકરાંઓને

નિશાળે મેળીયે. એ દિને જે ફરજંદ આવે તે દાનાવ હોય. તેમજ એ દિને બંદગી ઘણી કરવી. એ દિને જે આજારી પડે તે તુરત સારો થાય. તેમજ એ રાતે દેખેલા ખુવાબનું ફળ તેની બારવને ફળે. એ રાતે ખુઆબમાં સાંપ દેખે તો તેનું ફળ સારૂં મળે. એ દીને દએપ મેહેર દાદારની આરાધના કરીયાથી આફતો ટળી જાયછે. લઢાઇમાં સુલેહ કરાવનાર પણ એજ ઇજદ છે."

મેહેર ઇજદ.—

"એ ઇજદ શારીરીક અને નીતિમાન રોશની ઉપર મવક્કલ છે. એ નીતિમાન રોશનીમાં રૂપમાં સ્વચ્છતા, પ્રમાણીકપણું, વચન, દોસ્તી વગેરેનો સરદાર છે. એનો જોડીયો સાથી રામ છે. એ ઇજદ અલબુર્જ પાહાડના શીખર ઉપર બેશી દાવરી કરે છે. અને ચેહાર-મની બામદાદે રવાનનો હિસાબ કાઢે છે, ને તેને દિલાસો દઇ બેહેસ્તી રવાનને બેહેસ્ત તરફ મોકલે છે ને દોજખીને આશમોગ દેવને સોંપે છે. એ દિને મેહેરની નિઆયશ, યશ્ત તથા દરૂનબાજ કરવાથી ફીકર તથા આફત ટળે છે. એ દિને ઘોડાપર સ્વારી કરીએ, શેકાર કરીએ તથા જમીન ખરીદ કરવી. એ દિને બદન સાફ કરી નવાં વસ્ત્રો પહેરવાં. એ દિને આવેલું ફરજંદ બખતાવર તાલેનું હોય. એ દિને ગુમાયલી ચીજ જલ્દી મળે નહિ, તેમ સાંભળેલી ખબર જુઠી હોય. એ રાતે સ્વપનામાં સાંપ દીઠો હોય તો એકા એક બહાર જવું પડે.

સરોશ ઇજદ.—

આ ઇજદ મીનોઇ કાસદ તથા મનુષ્યજાતનો રાહબર અને નેગેહબાન છે. એ દેખાવે રૂપવંતો, ચંચળ, સહાશિક અને બાહોશ

છે. એ દરરોજ રાતના દુનિયામાં ૭ વાર ફરે છે ને બંદા પાસથી રાતની વડી સરોશ યસ્તની આશા રાખે છે, પણ જે ઘેરમાં સરોશ યસ્ત ભણાતી નથી તે ઘેરમાં શેતાનની બાજી ફાવે છે. રાતે ૧૦૦૦ દેવો આવી બંદાને ફરેબ આપે છે ત્યારે પાક સરોશ ઇજદની બુલંદ ખુરશી આગળ જે એક મુરગ છે તે મુરગની પીઠ ઉપર સરોશ ઇજદ ત્યાં આવી હાથ ફેરવે છે કે તે મુરગ વાસે છે. જેનો અવાજ સાંભળી દુનિયાંનાં તમામ મુરગો વાસે છે, કે તુરત નાપાક અહેરેમન નહાસે છે. માટે જે આદમી વાસતા મુરગને મારે તેને એક અશો મરદને મારીઆ જેટલો ગુન્હા લાગે. તે નાપાક અહેરેમને સરોશ ઇજદની હરીફાઇમાં 'હશેમ' દેવને પેદા કીધો છે. તે રાતે ૭ વાગે આવી બંદાને ફરેબ આપી બુરાઇપર ઘસડે છે ને તેના મરણ પછી ચીનવદ પુલ પાસે આવી તેના રૂઆનને કમંદથી જકડી દોજખમાં ઘસડી જઇ આજાબ દીયે છે. સરોશ રોજને દિને સરોશ યશ્ત પઢવી, એ દિને રૂડાં કામ નહિ કરીએ, પણ જો રૂડાં કામ કરે તો સેવટે પસતાવું પડે. એ દિને ફરજંદ આવે તે ચબરાક, તુફાની ને ઉમરદરાજીવાલો હોય. એ દિને આજારી પડેલું માણસ જીવે નહિ. એ દિને જોયલા સ્વપનાની તાસીર તેજ દિને ફળે. એ દિને સાંભળેલી ખબર ખરી ઠરે ને ખોવાયલી ચીજ જલ્દી જડે. એ રાતે સ્વપનામાં સાંપ દીઠો હોય તો નવો પોશાક મળે."

રશ્ને રાસ્ત ઇજદ.—

"આ ઇજદ સચ્ચાઇ અને ઇન્સાફ ઉપર મવક્કલ છે. એને મેહેર દાવર સરોશ અને આશતાદ ઇજદ સાથે મરણ પામેલાંઓનાં આત્માઓનો હિસાબ તપાસનાર તરીકે નેમેલો છે. એ ઇજદ

મિનોઇ જેહાનનાં બેહેસ્ત, અહૂરમજદનાં મુકામો તથા અહોનાં મુકામો ઉપર હાજર રહે છે. એ ઇજદ ગુન્હેગાર રવાનને દોજખથી ઉગારવા રહેમદિલથી બનતું કરે છે પણ બુરા દોજખીઓનો બચાવતો નથી, પણ જો રવાનના ગુન્હા તથા સવાબ સરખાં હોય તો તેને હમેસ્તગાનમાં મોકલે છે. હમેસ્તગાનમાં દિવસે ગરમી અને રાતે થંડી પડે છે, તેમજ એ જહાન જમીન આસમાનની વચ્ચે છે. રસ્ને રોજે એની યસ્ત પઢી આફ્રરગાન કરીએ. એ દિને જે ફ્રરજંદ જન્મે તે નેકનાસે હોય તથા એ રાતે દીઠેલા સ્વપનાની તાસીર ૧૫ દિવસે જણાય. એ દિને આજારી પડેલો માણસ જલદી સારો થાય."

## ફ્રરોખ ફ્રરવરદીન ઇજદ.—

"આ ઇજદ સર્વે અશો માણસોનાં ફ્રરોહરોપર મવક્કલ છે. તેમજ એ બેહેસ્તનો નેગેહબાન તથા ફ્રરતા રંગનો પસબાન છે. એ ઇજદ કેરસાસ્પ પેહેલવાનનાં કાલબુદની નેગેહેબાની રાખે છે. તથા હોશેદરબામી, હોશેદરમાહ અને શોસીઓસ એ ત્રણે પેગમ્બરોનાં વિરજની નિગેહબાની રાખે છે. એ દિને ગોસ્તનું ખાણું ખાવું નહિ. એ દિને કોઇબી કામ આરંભવું તથા મુસાફ્રરી તથા સફ્રરે જવું સારૂં છે. એ દિને જે ફ્રરજંદ આવે તે બખતાવર તાલેનું હોય. એ રાતે આવેલું સ્વપનું ૮ થી ૧૦ દિવસમાં ફ્રળે. એ રાતે સ્વપનામાં સાપ દેખે તો તેનું ફ્રળ સારૂં મળે."

## બેહેરામ ઇજદ.—

"આ ઇજદ માણસોને ફ્રતેહ બક્ષનાર અને દુશમનોનો નાશ કરનાર છે એ પહાડો તથા દર્યાનો પાસબાન છે. જ્યારે રાતે

દોજખી દેવો દુનિયામાં આવી તુફાન મચાવે છે ત્યારે એ ઇજદ તેમને મારે છે અને ઉશહેન ગેહના વખતમાં સરોશ અશો, રશ્ને રાસ્ત અને આસ્તાદ ઇજદને બેહેરામ આ જેહાન હવાલે કરે છે. જો કાંઇ આફત આવે યા બેમાર પડે, અથવા બુરા ગ્રહો હોય તો એ ઇજદની બંદગી કરવાથી દફે થાય છે. એ દિને જે ફરજંદ જન્મે તે બખતાવર તાલેનું અને નજુમી હોય. એ દિને જે આજારી પડે તે મરે યા તો પિડા ભોગવે, અને એ રાતે ખુવાબ દેખે તો તેનું ફળ ૬ દિનમાં મળે. એ રાતે સ્વપનામાં સાંપ દીઠો હોય તો બેમાર પડે."

## મીનો રામ ઇજદ.—

"એ વાતાવરણ ઉપરનો મવક્કલ ઇજદ છે. એ મેહેરનો સાથી છે. વાતાવરણ માણસનાં સુખ માટે અગત્યનું સાધન હોવાથી એ ઇજદ સુખ, ખુશી, રામશની ઉપર મવક્કલ છે. એ ચેહારમની બામદાદે રવાનને દસ્તગીરી કરીને લઇ જાય છે. એ દિને જે ફરજંદ આવે તે એબદાર આવે અને બેમાર પડે, તે ઘણી પિડા ભોગવે. એ રાતે દીઠેલા સ્વપનાનું ફળ ૮ દિનમાં મળે અને સાંભળેલી ખબર ખોટી ઠડે, ને એ રાતે સ્વપનામાં સાંપ જોય તો કલેશ કરાવે."

## ગુવાદ ઇજદ.—

"આ ઇજદ પવન ઉપર મવક્કલ હોઇ જેહાનને વધારનાર અને હરેક બોરવર, ખુશબો, વાદળ, વરસાદ, ગોસપંદ, પંખીનો સરદાર છે. એ દિને જન્મેલું ફરજંદ બેરોજગાર હોય ને સ્વપનું જોય તો તેનું ફળ તુરત મળે. એ રાતે સ્વપનામાં સાંપ દીઠો હોય તો તેનું ફળ ખરાબ મળે.

**દએપ દીન દાદાર.—**

"એ ઇજદ રાસ્તીનો ધણી છે અને એનાથી રાસ્તી પ્રગટ થાય છે. એ સવાબ ઉપર મવક્કલ હોઇ દિન ઉપર મુસ્તકિમ છે. એ દિને નવાં વસ્ત્રો પેહેરવાં તથા ગોસપંદ ખરીદ કરવાં. એ દિને બેમાર પડેલો માણુસ જેહેમત ખેંચી પાછો સારો થાય. એ દિને થએલું ફરજંદ નેકતાલેનું હોય. એ દિને આવેલા ખુઆબનું ફળ માઠું હોય અને તે રંજ ખેંચે"

**દીન ઇજદ.—**

"એ પાક દીનનો ધણી અને દેવોના કાલબુદોને ભાંજનાર તથા ટાળનાર છે. એ નારીજાતી ઇજદ હોઇ એ ઉત્તમ ખોરાક આપનાર, પરોપકારી, અશો, અને સાહસીક છે. એ ઇજદ દુઃખ દર્દ દફે કરે છે. એ દિને ધર્મનાં કામો કરવાં. એ દિને જન્મેલું ફરજંદ કમતાલે હોય યા જલ્દી મરે. એ દિને સારાં કામો આરંભવાં નહિ. એ રાતે દીઠેલા ખુઆબનું ફળ ૧૦ દિનમાં ફળે. એ દિને ખોવાયલી વસ્તુ તથા નહાશી ગયલો માણુસ પાછો મળે નહિં. એ રાતે સ્વપનામાં સાંપ દેખે તો મુરાદ પામે."

**અષીસંગ ઇજદ.—**

"આ ગેતી તથા મીનોઇ જેહાનનો રખેવાલ હોઇ લક્ષમી ઉપર મવક્કલ છે. એ ઇજદ તમામ પાદશાહ તથા મોબેદોને બુદ્ધિનો આપનાર છે. આ ઇજદ ખલકત ઉપરની રંજ ટાળે છે. એજ ઇજદની મદદથી સ્પેન્તમાન જરતોસ્ત સાહેબ દીન આશકારા કરી હતી. દાદાર અહુરમજદે બેહેસ્તનાં પુન્યનો ખજાનો એ ઇજદને હવાલે

કર્યો છે. એ દિવસે જણસ ખરીદવી તથા વેચવી સારી, તેમજ શેહાદી રામશની કરવી સારી. એ રાતે ખુઆબ દેખે તો ૭ દિવસમાં તેનું ફળ મળે. એ દિને જન્મેલું ફરજંદ સુંમ હોય."

આસ્તાદ ઇજદ.—

"આ ઇજદ અલબુર્જ કોહ ઉપર છે. રશ્ને રાસ્ત, મેહેર, અને સરોશ ઇજદ સાથે ચીનવદ પુલ ઉપર રૂઆનોનો ઇન્સાફ કરે છે. એ દુનિયાઇ ન્યામતોને આબાદી આપનાર તથા તેમની વૃદ્ધી કરનાર છે. એ દિને જોયલા ખુઆબનું ફળ બે દિનમાં મળે, તેમજ સ્વપનામાં સાંપ દેખે તો લાભકારી ગણાય."

## મીનો આસમાન.—

"આકાશનો એ ઇજદ પાસબાન હોઇ નવે ગ્રહ અને બાર રાશિનો સરદાર છે. એ તમામ ધાતુઓ ઉપર મવક્કલ હોઇ સાતે કેશ્વરોનો સરદાર છે. એ દિને જન્મેલું ફરજંદ તંદરોસ્ત નિવડે. એ રાતે દીઠેલા ખુઆબનું ફળ ૮ દિનમાં મળે."

જમીઆદ ઇજદ.—

"આ ઇજદ જમીન, પહાડો તથા ખોરેહનો સરદાર છે. એ પાદશાહ તથા દસ્તુરોને અક્કલ આપે છે. મરણ પામેલાનાં કાલબુદ એ ઇજદની નેગેહબાની તળે રહે છે. એ રોજે સારાં કામો આરંભવા ઠીક; એ રાતે ખુઆબમાં સાંપ દીઠો હોય તો ખુદાઇ મેહેર પામે."

## મીનો મારેસ્પંદ.—

"આ ઇજદ પવિત્ર કલામ (અવસ્તા) ઉપર મવક્કલ હોઇ આશા તથા સખાવતનો ધણી છે. એની સરદારી તળે આસમાન

છે; તેથી એના નૂરથી દેવ દરૂજો નાહાસે છે. એ દિને શાદી રામશની કરવી સારી, તેમજ એ દિને જન્મ પામનાર ફરજંદ નેકતાલે હોય. એ દિને કોઇ નહાસી જાય તો તે હેરાન થાય અને કોઇ ખબર સાંભળીએ તે સારી હોય. એ રાતે સ્વપનામાં સાંપ જોવો ખરાબ છે."

અનેરાન.—

"એ રોશની ઉપરનો સરદાર હોઇ અહૂરમજદના તખ્તનો ઉઠાવનાર છે, અને તમામ ધાતુઓનો ધણી છે. એ દિને ફરજંદ જન્મે તે જીવવો મુશકેલ. એ રોજે તન સાફ કરાવવું. એ દિને દીઠેલા સ્વપનાનું ફળ ૧૧ દિને મળે. તેમજ સ્વપનામાં દીઠેલો સાંપ માઠી આગાહી સમજવી. એ ઇજદને હોમપાલા સાથે સંબંધ છે."

બરજો ઇજદ.—

"આ ઇજદ અલબરૂજ ઉપર છે અને ત્યાંથી દાદાર અહૂરમજદ એની મદદથી પાણી રેડે છે જેથી તમામ ખલક ખુશહાલ રહે છે. એ ઘણો ચંચળ, પાદશાહી કરનાર, નૂરમંદ અને બુલંદ તાલેનો છે."

હોમ ઇજદ.—

"આ ઇજદ મનુષ્ય જાતના જીગરને નૂરનો બક્ષનાર તથા એની બંદગી કરનારને નવાજનાર છે. એને વિવંઘાન, આથવિઅન તથા, અશરત અને પોઉરૂશસ્પે પણ આરાધ્યાથી તેમને ત્યાં જમશેદ ફરેદુન, કેરશાસ્પ અને જરતોસ્ત જેવા મહાન નરો અવતર્યા હતા.

બેમાર પડેલો માણુસ એને આરાધે તે તેનું દરદ દફે થાય, તેમજ જેને ફરજંદ થતાં નહિ હોય તે જો એની આરાધના કરી એને નામે સખાવત કરે તો મુરાદે પોંહચે."

દહુમ ઇજદ.—

"આ ઇજદ રવાનોનો પાસબાન હોવાથી ચેહારમની બામદાદે એની આરાધના કરવી. એની નઇઅતે આફ્રગાન કરાવ્યું હોય તો કરાવનાર ધણીની એ પાસબાની કરે છે.

———:0:———

# દાદાર અહૂરમજદે બનાવેલી બેહદ અજાયબ કુદ્રતમંદીનું વર્ણન.

## બેહેશ્ત અને દોજખ.—

"અહેરેમને છળ કપટ, અદાવત, લોભ વગેરેનાં કામો ઉત્પન્ન કર્યાં. દાદાર અહૂરમજદે ૭ બેહેસ્તો પેદા કીધાં, તેની અદાવતમાં અહેરેમને ૭ દોજખો ઉત્પન્ન કર્યાં. દોજખ જ્યારે દુનિયાંની તળે છે ત્યારે બેહેશ્ત ઉપર છે. અહેરેમન ૪ થા દોજખમાં રહે છે ને દાદાર અહૂરમજદ પાંચમાં ગરોથમાન બેહેશ્તમાં વસે છે.

## ઇજદો અને દેવો.—

"દાદાર અહૂરમજદે પોતાની ચશમના તેજથી અમશાસ્પંદો ઉત્પન્ન કર્યાં ને બીજા લાખો ફરેસ્તાઓને પણ તેજ રીતે પેદા કીધાં. આ નાપાક અહેરેમને તેમની હરીફાઇમાં કરોડો દેવો પેદા કીધા. દાદાર અહૂરમજદે ફરેસ્તાઓને ભલાં કામો સોંપી સારૂં ઇચ્છવા ફરમાવ્યું ત્યારે અહેરેમને દેવોને દોજખી કામ કરવા ફરમાવી બુરૂં ઇચ્છવા શિખવ્યું છે."

## આસમાનપરની નુરી પેદાયશો.—

"દાદાર અહૂરમજદે પોતાની બેહદ કુદરતમંદીથી આસમાન પોલાદ જેવું બનાવ્યું. તે આસમાન ૯૦૦ ફરસંગ પોહળું ને ૯૦૦ ફરસંગ લાંબું છે. આગળ આસમાન પરના નુરી કેબલા ફરતા નહોતા પણ જ્યારે નાપાક અહેરેમનને દાદાર અહૂરમજદે છેક દોજખમાં નાખ્યો ત્યારે તેનો આવવાનો માર્ગ બંધ કરવા આસમાન ફરતું કર્યું. આ આસમાસને ૮ થાંભલા છે, તે ૮ દિશા

તરીકે ઓળખાય છે. સૂરજ ૪૦૦ ફરસંગ લાંબો છે ને તે ઘોડાપર સ્વાર છે, યાને તેની ચાલ ઘણી ઝડપી છે. માહાબોખતાર (ચંદ્રમા) ૨૦૦ ફરસંગ લાંબો ને ૨૦૦ ફરસંગ પોહળો છે. તે બળદ ઉપર સ્વાર છે, એટલે કે તેની ચલન ઘણી ધીમિ છે. એને હાથ રોજી તથા સવાબ છે. જમીન ઉપર ગુન્હા થાય છે ને નાપાકી તથા પલીદી પડે છે તે દિવસનાં સૂર્યનાં તાપથી તથા રાતનાં માહાબોખતારની રોશનીથી પાક થાય છે."

"મેહેર દાવરનું તખત અલબુર્જ કોહથી ચીનવદ પુલ ઉપર છે. તમામ ગુજરેલાં રવાનો રશને રાસ્ત ઇજદ, સરોશ ઇજદ, તથા આસ્તાદ ઇજદ એમની સાથે ચીનવદ પુલ ઉપર આવે છે. ત્યાં તેમનો ઇન્સાફ થાય છે. ચીનવદ પુલની આગળ પાક દાદાર અહુરમજદે એક મુરગને પેદા કરી રાખ્યો છે, કે જ્યારે નાપાક દેવો ઘણોજ જુલમ કરે છે ત્યારે તે મરઘો વાસે છે, તેથી તમામ નાપાક દેવ દરૂજો નહાસી જઇ દોજખ માંહે ભરાઇ બેસે છે અને દોજખી રવાનો ઉપર આજાબ કરે છે. જ્યારે તે નાપાક દેવ દરૂજો દોજખી ઉપર ઘણોજ જુલમ કરે છે ત્યારે મેહેર દાવર એક દિવસમાં પાંચ વખત પોતાનો ગુરજ દોજખનાં સર ઉપર મારે છે, તેથી તે દેવો પાછા દોજખમાં ચુપ થઇ બેસે છે ને દોજખી રવાનો ઉપર થોડો આજાબ પડે છે."

## સેતારાઓનાં મુકામો.—

"શુક્રનો સેતારો યાને ગ્રહ પૂર્વ દિશાએ છે. અને વનન્ત સેતારો પશ્ચિમ દિશાએ છે, ભેસપત સેતારો પશ્ચિમે છે, તેશતર સેતારો દક્ષિણે છે ને ધ્રૂવનો તારો ઉત્તરે છે."

**ધર્તીકંપ.—**

"જમીનને આસમાનની મુકાબલામાં પાણી વધારે છે. તે પાણીમાં એક ગંજાવર 'માહી'ની ઉપર એક ગાયને ઉભી રાખેલી છે અને તે ગાયનાં એક શીંગ ઉપર જમીન ઠરેલી છે. જ્યારે આ ગોળ જમીન ઉપર ગુન્હા તથા પલીદી તથા નાપાકી ઘણી થાય છે ત્યારે તે ગાય પૃથ્વીને એક શિંગડા ઉપરથી બીજાં શિંગડા ઉપર ભારને લીધે લે છે, ત્યારે જમીન ઘણી ધ્રુજે છે. આ જમીનને સ્થિર રાખવા ઉત્તર દિશાએ 'શાકેંતગંદ' નામનો પર્વત પેદા કર્યો છે, કે જે પર્વત સર્વેમાં ઉંચો ને મ્હોટો ગણાય છે."

**દુનિયાંનાં ૧૨૦૦૦ વર્ષના બંધારણનો સાર.—**

"દુનિયાની બાંધણી ૧૨૦૦૦ વર્ષનીજ છે, તેમાં ૩૦૦૦ વર્ષ ગયોમર્દના, તે પછી ૫૦૦૦ વર્ષમાં સ્પેન્તમાન જરતોસ્તની દીન આશકારા થશે, ને પછી દસ્તુર અર્દાવિરાફ દીન સુધારશે ને પછી હશમી તોખમનાઓની પાદશાહી થશે, જેથી જે દોજખો ખાલી છે તે ભરવા માંડશે. પછી જ્યારે કયાની પાદશાહ બેહેરામ વરજાવંદ જન્મશે ત્યારે ૧૧૦૦૦ વર્ષો પુરાં થશે. તે વખતે ખોરશેદ ઇજદ કુંભના બુરજમાંથી મીનનાં બુરજમાં ગએલો હશે, અને ૧૨ માં મીનના બુરજનો ૧૨ મો હજારો શરૂ થએલો હશે. તે પછીનાં એક હજાર વર્ષમાં પેગંબર જરતોસ્તનાં બેટા હોશેદરમાહ અને સોશિઓસ પેદા થઇ પેગંબરી ચલાવશે ત્યારે ૧૨૦૦૦ વર્ષ પુરાં થઇ કયામત થશે ને પછી દુનિયા રોશન થશે.

**દુનિયા માંહેલી ત્રણ કોમોની ઉત્પંતિ.—**

"પેશદાદીયાન ફરેદુન પાદશાહનાં ત્રણ બેટા સેલમ, તુર ને

એરચનાં વંશમાંથી ત્રણ કોમો પેદા થશે. પેહેલા બેટા સલમથી "કોહોલપોશ" નિકળશે કે જેઓ હવે પછી ખ્રિસ્તી ધર્મ એખ્ત્યાર કરશે. બીજા બેટા તુરથી તુર્ક, આરબ, હશમી ને મોગલ કોમો નિકળશે અને તેઓ મહમદી ધર્મ પાળશે. ત્રીજા બેટા એરચથી જરતોસ્તી કોમ ઉત્પન્ન થઇ છે."

## દુનિયાનાં ૭ કેશ્વરો.—

"દાદગરે ૭ કેશ્વરો ને બે ગુફા મળીને ૯ ખંડો સર્જેલાં છે. તેમાંના પાંચ ખંડો આખર હજારાનાં વખતમાં જણાશે અને બીજા ૪ ખંડો અનદીઠ રહેશે. આ ખંડોમાં ખનિરથ વચમાં, સ્વહિ પૂર્વે, અરેંજહી પશ્ચિમે, વિધ્ધફ્શુ અગ્નિદિશાએ, ફ્રધ્ધફ્શુ નૈઋત્યે, વોઉરૂજરેસ્ત ઇશાન્યે ને વોઉરૂબરેસ્ત વાવ્ય દિશાએ છે. ૧ લો ગુફો કંગદેજ ને બીજો વરજમકર્દ છે કે જે આગલા જમશેદ બીન વિંવંધાનનો બનાવેલો છે."

## વર્સાદ ને ગર્જના.—

"વર્સાદનાં દહાડા ઉપર જે વાદળો ગર્જે છે તે 'નુંદ' નામનો એક ફરેસ્તો છે. જ્યારે નાપાક અહેરેમન પાંખવડે વર્સાદનું પાણી ઝીલીને દર્યામાં નાખે છે કે જેથી તે પાણી દર્યામાં પડી દુનિયામાં દુકાળ પડી ગુન્હા વધે. તે વેળા 'નુંદ' ફરેસ્તો ને 'તેશતર તીર ઇજદ' અહેરેમનની પાંખ ઉપર મારે છે જેથી તે નાપાક નહાશી જાય છે. વાદળાંઓ જે રંગબેરંગી દેખાય છે તે ફરેસ્તાઓની તલવારની મ્યાન જેવાં છે. ને વીજળી જે છે તે ફરેસ્તાઓની તલવાર છે. તેમજ વાદળાંઓ ઉપર જે કમાન પડે છે તે ફરેસ્તાઓની કમાન છે."

## આગલા આતશની ઉત્પંતી—

"આગલા પુરાણા વખતમાં (જામાસ્પ તથા ગુશતાસ્પના જમાનાની ૧૦૦૦ વર્ષ ઉપર) આદમી પકાવવાનું વાસણ ચુહલે મુકી પાક અહુરમજદનું નામ દઇ બંદગી કરતો કે આતશ રોશન થઇ પાછો ગાયબ થતો. જ્યારે જેહાં પેહેલવાન કેરસાસ્પે અજદાહને મારી ખાણું પકાવવા માટે ચુલાપર વાસણ મેલી દાદગરની બંદગી કીધી, પણ તે ખાણું પકાવવાના વાસણની તળીએ છિદ્ર હતું, તેથી હાંડીમાંનું પાણી ગળતું, જેથી આતશ રોશન થયો નહિં, પણ જયારે ચુલ્હા ઉપરથી વાસણ ઉતાર્યું કે આતશ રોશન થયો. આથી પેહેલવાન કેરસાસ્પને ગુસ્સો ઉપજવાથી તેણે આતશને ગુરજ વડે માર્યો જેથી તે આતશ પરાગંદે થઇ ગયો. તે તમામ આતશ જમીન, પહાડ, પથ્થર, લોહડામાં ભેળાઇ ગયો ને સર્વે કોમનાં હાથમાં ગયો. એમ એવી રીતે તે છેક કયામતનાં વખત સુધી રહેશે."

"પાક સરોશ ઇજદનું રહેઠાણ અરેજહિ તથા સ્વહિ નામના કેશ્વરમાં છે. આ કેશ્વર એટલા માટે છે કે આખર હજારાના વખતમાં કયામતને દિને દર્યો પુરવા માટે તે બનાવ્યો છે,— શિયાળો, ચોમાસું ને ઉન્હાળો એ ત્રણ મુખ્ય ઋતુઓ છે, તેની નિશાની એ કે આખર હજારામાં ત્રણ પેગંબરો થશે."



# દુનિયાપર બનનાર

# ૧૨૦૦૦

# વર્ષ દરમ્યાનનાં મુખ્ય બનાવો.

"સ્પેન્તમાન જરથોસ્ત પેગમંબર, પાદશાહ મિનોચેહેરની ઓલાદનો હતો. તેનો જન્મ 'રએ' શેહેરમાં થયો હતો. જ્યારે તે જન્મ્યો ત્યારે હસ્યો હતો. તે વેળા રએ શેહેર જાદુગર લોકોથી વસાયલું હતું. તે શેહેરના પાદશાહનું નામ દુરાંસરૂન (દૂરસ્ત્રોઓ) હતું. જ્યારે જરતોસ્ત પેગંબરના જન્મવાની તથા જન્મતાં હસવાની ખબર અહેરેમનને પડી ત્યારે તમામ દેવદરૂજોમાં દેહેશત ફેલાઇ. આથી તેઓએ જરતોસ્તને મારી નાંખવાનો વિચાર કીધો ને જૂદી જૂદી રીતે હેરાન કરવાની કોશેશ કરવા જતાં પશેમાન થયા અને બુરાઓની બુરી તદબીરો છતાં એ નર પોઉરૂષસ્પ પાસે કેળવણી લઇ ઉમરે વધ્યો. જ્યારે જરતોસ્ત પંદર વર્ષની ઉમરનો થયો ત્યારે રાતદિવસ ખુદાની બંદગીમાં રહેવા લાગો. એ મુજબ ૩૦ વર્ષની ઉમર ગુજારી પોતાના ખેશ કુટુંબીઓ સાથે 'રએ' શેહેર છોડી મુસાફરીએ નિકળ્યો. મુસાફરી દરમ્યાન દર્યાં નજદીક પોંહચતાં ત્યાં હોડી નહિ જડવાથી જરતોસ્તે દાદાર અહૂરમજદ પાસે એક અરજ કરી કે "મારિ મુશકેલીને તે દૂર કરે કે સર્વ કબિલા સાથે પાર ઉતરી જઇએ." પછી પાક પરવરદેગારના હોકમથી સર્વ કબિલો દર્યો પાર કરી ગયો. બીજે કાંઠે જઇ પુગતાં જરતોસ્તને સ્વપનો આવ્યો કે ઉત્તર દિશા તરફથી એક લશકર આવીને રાહ બાંધે છે, ને દક્ષીણ દિશા તરફથી બીજું લશકર

આવીને પેલા ઉત્તર દિશાનાં લશ્કરપર ફતેહે પામે છે. એ ખ્વાબની તાસીર એ હતી કે "ખોદા પાસે જરતોશ્ત જાય કે દેવદરૂજો દોજખમાં ઉંધા પડે ને જરતોસ્તી દીન તથા મહજબ દુનિયાપર ફેલાવો પામે."

"પછી જરતોસ્ત સ્વપનાથી જાગી ઉઠી "આબેદાએ" દર્યામાં ગયો. પ્રથમ પાણી ઘુંટી વેર પુગું, પછી ઘુટણ સુધી, ત્રીજો પાણીનો હિંગામ કમર લગી પુગો ને ચોથો પાણીનો રોહ ગરદન સુધી પુગો."

"એની નિશાની એ છે કે, જે ચાર વખત પાણી ચઢયાં તે ૧૨૦૦૦ વર્ષમાં ૪ પેગમબરો દુનિયાપર થશે. પેહેલા હિંગામની નિશાની એ છે કે ગયોમર્દ પછી ૩૦૦૦ વર્ષે જરતોસ્ત પેગમબર દીને લાયા, બીજા હિંગામની નિશાની એ છે જે આખર હજારાના વખતથી તે 'શાહા બેહેરામ વરજાવંદ'ની પાદશાહીના વખતમાં જરતોસ્તનો બેટો 'હોશેદરબામી' પેગમબર થશે, ચોથા હિંગામની એ છે જે કયામતના હિંગામમાં રસ્તાખેજની વખતે જરતોસ્તનો બેટો સોશીઓસ પેગંબર થશે."

"આગળ જઇ પુગતાં બહમન અમશાસ્પંદે જરતોસ્તને એકાંત ગુફામાં આવવાનો સબબ પુછયો ત્યારે જરતોસ્તે કહ્યું કે "પાક દીનને ખાતર હું આવ્યો છું. પછી બહમન અમશાસ્પંદ જરતોસ્તને પોતાની રાહબરી તળે દીન ખાતર મોનાઇમાં લઇ ગયા. પછી દાદાર અહુરમજદની દરગાહમાંની તમામ નિશાની બતલાવી દીનની ખુબી સમજાવી પાક માજદીયસ્ની દીન દુનિયામાં ફેલાવવા કહી.

"જ્યારે જરતોસ્તે પાક દાદાર અહુરમજદથી પેગંબરી મેળવી ત્યારે અમશાસ્પંદોની મદદથી દેવો સાથે લડાઇ કરી તેમાં ફતેહ મેળવી."

"તે પછી પાદશાહ ગુશતાસ્પની દરબારમાં અશો સપેન્તમાન જરથોસ્તનું આવવું થયું. તે વેળા જરતોસ્તે દરબારમાં એક માસ વેર તકરારો કરી ભલા ભલા દાનાવોને હાથ જોડાવ્યા. તેમજ ચંઘરેઘાસ, બરેહમન તથા વ્યાસ જેવા હિંદુ ધર્મ શાસ્ત્રીઓ તથા બુતીઆનુશ નામના યુનાની ફીલસુફને ૯૬,૦૦૦ માણસોની મીજલસ સનમુખ તકરારમાં મહાત કરી પાક દીનમાં આણ્યા અને બીજાઓને પણ એ દીન કબુલ કરાવી.

"જયારે અશો પેગંબર પાદશાહ ગુશતાસ્પની દરબારમાં આવ્યો ત્યારે બુરાઓના કહેવાથી તેને બંદીખાને નાખ્યો. પછી જરતોસ્તી દીનની ગવાહી સારૂં પેગંબરે એક શરૂનું ઝાડ બતાવ્યું. જે ઝાડના પાતરે પાતરે એમ લખેલું હતું કે "અએ ગુશતાસ્પ તું જરથોસ્તી દીનને કબુલ કર." તેમજ ગુશતાસ્પના ખાસ સવારીના ઘોડાના પગ પેટમાં ગરક ગયા હતા, તે જરતોસ્તે દીન કબુલ કરવા બાબે તેની પાસેથી કોલ લઇને તે ઘોડાના ૪ પગોને ૪ યશ્તો ભણીને બહાર કાઢયા હતા. પછી શાહ ગુશતાસ્પે દીન કબુલ કરી તથા બીજાઓ પાસે કબુલ કરાવી હતી."

"જરતોસ્તી દીન સાચી છે અને તે કબુલ કરવાની ભલામણ કરવા દાદાર અહુરમજદ તરફથી આદર ગુશ્પ, આદર ખોરદાદ, બહમન અમશાસ્પંદ ને અર્દીબેહેસ્ત અમશાસ્પંદ આવ્યા હતા. તે પછી જરતોસ્તે દરૂન ઈજી ચાર જણાને ચાર અમુલ્ય

બક્ષેસો ભેટ કરી હતી. તેમાં શાહ ગુશતાસ્પને "મેદીયો જરેમ" પાયું જેથી તેણે જીવતાં જીવત બેહેસ્ત તથા દોજખ દીઠું હતું, પેશોતનને ઇજેલું દુધ પાયું તેથી તે અમર્ગ રહયો છે અને આખર હજારાના વખતમાં પાદશાહી કરવા દુનિયાપર જાહેર થશે, તેમજ શાહના બેટા અસપંદીયારને દાડમ ખવાડીયું જેથી તે 'રૂઇન તન' થયો છે, ને મને (જામાસ્પને) ગુલાબનું ઈજેલું ફુલ સુંઘાડીયાથી આગળ જે કાંઇ બની ગયું, બનશે ને બનવાનું એ સર્વ આગાહી હું જાણવા પામ્યો છું. (આ ચાર બક્ષેસો રોજ તથા માહ સ્પંદારમદ અમશાસ્પંદે દરૂન ઈજી આપી હતી.")

"સ્પેન્તમાન જરતોસ્તે મિનોઈ જેહાનમાં જઇ બેહેસ્ત દીઠું ત્યારે દાદાર અહુરમજદ પાસે અમર્ગી માંગી. ત્યારે દાદાર અહુરમજદે જવાબ દીધો જે "અહેરેમન નાપાકે તારા મુદઇ તુરબાતુરને પેદા કીધો છે, અને જો હું તને અમર્ગ કરૂં તો તે નાપાક અહેરેમન તુરબાતુરને પણ અમર્ગ કરે, જેથી રસ્તાખેજ કરી શકાય નહિ." પછી જરતોસ્તે અહુરમજદ પાસે અવજુની અક્કલ માંગી ત્યારે અહુરમજદે 'હરવિસ્પ આગાહી'ની અક્કલ દેખાડી. જ્યારે હરવેસ્પ આગાહીની અક્કલ જરથોસ્ત ઉપરથી દૂર થઇ ત્યારે જાણ્યું જે હું ખુઆબ જોઉં છું. આથી અહુરમજદે પુછ્યું જે "તેં શું દીઠું?" ત્યારે જરતોસ્તે કહ્યું જે "મેં મિનોઇ બેહેસ્ત દીઠાં તેમાં એક ઝાડ ૪ ડાખળીવાલું દીઠું. તેની એક ડાંખળી સુન્નાની, બીજી રૂપાની, ત્રીજી પોલાદની ને ચોથી ત્રાંબાની હતી." ત્યારે અહુરમજદે કહ્યું કે "તેં જે ચાર ડાખળીઓ જોઇ તે ચાર હિંગામની નિશાની છે, તે એ જે કયાની ગુશતાસ્પ પાદશાહ તાહરી દીન કબુલ કરશે અને તમામ નાપાક દેવોના

કાલબુદ્દ ભાંજશે, તેમજ તું દેવ, જીન તથા પરીઓને જમીનના પેટામાં નાબુદ કરશે. બીજી રૂપાંની ડાંખળીનો ભેદ એ છે કે અરદેશર બાબેગાન, 'સેકંદરે' પાયમાલ કરેલુ રાજ્ય તથા દીન નવેસરથી આશકારા કરશે. ત્રીજી પોલાદની ડાંખળીનો ભેદ એ છે કે નોશેરવાનના વખતમાં મઝદક પોતાની પેગંબરી ચલાવશે પણ નોશેરવાન તેને દફે કરી પાછી જરતોસ્તી દીન ફેલાવશે. ચોથી ત્રાંબાની ડાંખળીનો ભેદ એ છે કે આખર હજારાની શરૂઆતમાં યજદેઝર્દ શેહેરીયાર ઇરાનનું તાજોતખ્ત ખોઇ દેશે ને ઇરાન પર આરબોનું રાજ્ય થશે ને બધે જુલમ જાસ્તીનો દોર ફેલાશે."

ત્યારે "જરતોસ્તે દાદાર અહુરમજદને પુછયું કે "તે આખર હજારાના વખતની નિશાની શું છે?" ત્યારે દાદાર અહુરમજદે કહ્યું કે "આખર હજારાના વખતની નિશાની એ છે કે જ્યારે તે બુરો હિંગામ આવી પોંહચશે ત્યારે...'હશમી ટોળો' ખુરાસાન તરફથી ગંજાવર લશકર લઇ ઇરાન પર ચઢી આવશે. તેઓ ખુલ્લી દુમચિના ને શિહા જીનની પીઠપર સ્વાર થઇ આવશે. તે વખતનાં નીચ માણસો દોલત મેળવશે ને મોટા માણસો અને ઉંચી બુનિયાદના જરતોસ્તીઓ ખરાબ હાલતે પોંહચશે. જેઓ ગરીબ હશે તેમને ઘણી રંજ ખેંચવી પડશે. બુઢાઓની ઇજ્જત રહેશે નહિ. દર્યામાં ચાંચીયાઓ ઉભરાઇ જશે ને તેથી વેપારને નુકશાની પોંહચશે. તે વેળાના પાદશાહો ઘણા જુલ્મી, ઘાતકી તથા બેદાદગર થશે, ને આલા અદના સર્વેને લુટશે. બાપ બેટાને ચાહશે નહિ ને દીકરો બાપની પરવા કરશે નહિ. ભાઇ ભાઇની ઇજ્જત લેશે, દીકરા દીકરી માય બાપની સામુ બોલશે અને તે બુરા વખતમાં એક મરદની અનેક બાનુઓ થશે. ઓરતો પોતાના

મરદોથી નાખુશ રહી બેવફા થશે તથા સ્ત્રીઓ પુરૂશને છળશે ને સ્ત્રીનાં મકર સામે મરદો ગુલામ જેવા થશે."

"તે વખતે ઇરાન પર ચઢાઇ લાવનાર ટોળો ઇરાનનું રાજ્ય લઇ લેશે ને પાદશાહી કરશે. તેવે વખતે ખુદાની અમુલ્ય બક્ષેસો કમતર થશે. લોકોની માલ મીલકત આગમાં ભસમ થશે ને હરેક ચીજ જૂજ પેદા થશે. ઝાડપર ફળો થોડાં આવશે ને ફુલોની સુગંધી કમતર થશે." "તે આખરીના વખતમાં આદમીઓમાં મોટા કુસંપ જાગશે ને નજીવી ચીજો માટે ખુનો થશે. દુકાળ તથા મર્કી ઘણી વધશે ને જે ઘેરમાં ૧૦ આદમીઓ રહેતાં હશે ત્યાં પાંચજ રહેશે ને કેટલાંક ઘરો ઉજજડ બનશે. રામશની તથા ખુશહાલી જેહાંનથી ઓછી થશે, અને ઓ જરતોસ્ત! તે વેળા તારી દીન ખરાબ થશે."

"તે વખતના કમીના આદમીઓને ઘણી બુજોર્ગી પોંહચશે અને દસ્તુરોની તથા મોબેદોની ઇજજત કોઇ રાખશે નહિ. દસ્તુરો મોબેદો સાથે મિનાકેસો કરશે. તે વેળા દસ્તુરો તથા મોબેદો ઉપર બેહેદીનો હોકમ ચલાવશે, તેમનું કહ્યું અથોરનાનો માની તેમના કહ્યાસર ચાલશે. તે વખત એવો આવશે કે જે બંદો હશે તે સાહેબ થશે ને સાહેબ હશે તે સેવક થશે. તે વખતે હાલનાં શેહેરો ગામડાં થશે ને ગામડાં હશે તે વસીને શેહેરો બનશે. તેમજ ઘણાંક બુલંદ શેહેરો ગરક જશે."

"તે પછી એક બુરો પાદશાહ ઉત્પન્ન થશે ને જુલમ ગુજારશે. તે વેળા મારી પેદા કરેલી ચીજો દેવોને હાથ જશે કે જેઓ ફંદ ફરેબના કરનાર હશે, તેઓ નેકીનો બદલો બદીથી

વાળશે ને જુઠો અમલ ચલાવશે. તે વખતે બુરા, ખુની તથા જુઠું બોલનારને આબરૂ મળશે, તથા અશોને દરવંદોથી હાની પુગશે. તે વખતે બેહેદીનોની મનશની ઉંધી બનવાથી તેઓ ભણનારની મશકેરી કરશે ને ભણતરો ઓછાં કરશે."

"ઓ જરતોસ્ત! તે બુરા વખતમાં બેહેદીનોનું દિલ દસ્તુર મોબેદો ઉપર રહેશે નહિ. તે વખતના દસ્તુરો, મોબેદો તથા બેહેદીનોની મનશની સારી રહેશે નહિ. બદમનશની વાળો તે વખતે માન પામશે ને નેક હિણાશે. તે વખતનાં આદમીઓ જાહેરમાં દોસ્તી રાખી બાતેન કીનો ને હસદ રાખશે. તે વખતે શરમ, મલાહજો, આબરૂ, ઇજજત, મેહેર તથા હોરમત કમ થશે. સુન્તું રૂપું હલકી જાતનાં માનવીઓને હાથ જશે અને તેઓ સાથે ધુતારાઓની ધાડી દોસ્તી રહેશે."

"આખર હજારાના વખતમાં બેહેદીનોને ઘેર દસ્તુર તથા મોબેદો પોતાના દીકરા દીકરીને પરણાવશે; કેમકે તે વખતે બેહેદીનોનો મરતબો વધશે. એ રીતે પૈસાથકી અથોરનાનો પોતાની ઓલાદ ખોશે. દસ્તુર મોબેદો તથા બેહેદીનો તે વખતના દરવંદો સાથે મિત્રાચારી રાખશે ને પોતાના ધર્મ ઉપરનું યકીન ખોહી બેસી પરધરમી થશે."

"આખર હજારાના વખતની બીજી નિશાનો એ છે જે ખોરશેદ ઇજદની (સુર્ય) ચાલ ઘણી વધશે, તે વખતે વર્ષ મહિના ને દહાડા ઘણા ઓછા ગણાશે. આસમાન જાણે ઘણું નજદીક હોય તેમ દેખાશે ને અસપંદારમદ ઘણીજ બતંગ હાલતમાં આવશે. જમીન ઉપર નશા તથા દસતાનની પલીદી ઘણી એકઠી

થશે. આથી જમીનનો કસ ઓછો થઇ ઝાડપાન સારી રીતે વધશે નહિ, મેવો પાકશે નહિં, ને જો પાકશે તો તે ઓછો થશે. તે વખતના માનવીઓ ઝાડપાનની બરાબર સંભાળ રાખશે નહિ. અનાજ ઓછું પેદા થશે. ગાય ગોસપંદને માટે ઘાસચારો બરાબર મળશે નહિ. ફુલ ફલનો વાસ તથા રસ ઘણો ઓછો થઇ જશે. ગાય ગોસપંદનું દુધ ઘણું ઓછું મળશે ને હવા પવન ઓછો થઇ ગર્મી સખત પડશે. તે વેળા આદમીઓનું ઘણું ખાધા છતાં ધરાશે નહિ, તેમજ ખાવાની ચીજો પાક રહેશે નહિ. તે વખતે નશા, પલીદી દરેક ચીજમાં પેવસ થશે.

"વળી આખર હજારાના સમયમાં શેહેર શેહેરના રસ્તામાં નશો (ગલીચી) વધવાથી 'ગજશતે' અહેરેમનનું જોર ઘણું વધશે તેથી મર્કી ફેલાશે. તે વખતે ફંદ ફરેબના આપનાર આદમીઓ ઘણા પેદા થશે ને આદમીઓ વચ્ચે મિહાશ રહેશે નહિ, જે ઓરત પ્રસૂત થશે તેઓમાં તાકત રહેશે નહિ. દીન દોસ્તો ઘણા ઓછા થશે ને દીન દુશમનો ઘણા વધશે. આદમીઓને પોતાના જીવ ઉપર મેહેર ઓછી થશે (આપઘાત કરશે) અને બખીલાઇ ઘણી વધશે. જે કોઇ આદમી મેહેરબાન હશે તેને લોકો બુરો કહેશે, ને જે બુરો હશે તે ચાપલુશીથી ભલો ગણાશે. માટે ઓ જરતોસ્ત! તે બુરા વખતમાં અશો આદમીઓથી કામ ઘણાજ થોડાં નિપજશે અને જુદદીન દરવંદો દુશમનો બનશે. જેઓ દીન દોસ્ત હશે તેઓ રંજ તથા હાડમારી ભોગવશે; અને નશો કરનાર, નશા બાળનાર, નશોને પાણીમાં નાખનાર વધી જશે. તે વખતની ઓરતો નશા દસ્તાનથી પરહેજ રહેશે નહિ ને સવાબ હરામ વચ્ચે તફાવત રાખશે નહિ. તે વખતના મોબેદ

તથા બેહેદીનો વાહાણુની સફરે ચઢશે ને આવાં ઇજદના પાણીને નશો, નાપાકી તથા ગુશલથી ખરાબ કરશે ને દરવંદ આદમીના હાથનું પકાવેલું ખાણું ખાશે ને બાજ વિના ખાણું ખાશે તથા દીનના ફરમાનથી ઉલટા ચાલશે."

"તે વખતે દીનદાર આદમી ઇજશને કરશે પણુ પાક નહિ રહેશે. કારણ કે દીનદાર આદમી જ્યાં પગ મેળશે ત્યાં નશો પડેલો હશે. તેનાથી પરહેજ થઇ નહિ શકાશે. જ્યારે તે બરશનુમ ગાહથી, બરશનુમ લઇ આવશે ત્યારેબી નશાને અડકશે, પણુ નશાથી દૂર રહી શકશે નહિ. જ્યારે તે દરેમેહેરમાં ઇજશને કરવા જશે ત્યારે બરશમ ઉચાડી ધરી ઇજશને તથા દરૂન ઇજશે. પાક દીનદોસ્તને કોઇ ખાતરમાં નહિ લાવશે. તે વેળા દીનદાર માણુસો ઘણાજ થોડા થશે અને મોબેદોનું બરશનુમ બોલતાં ભાગશે, જેથી રૂસવાઇ ઘણી થશે. અને તે વખતે એક હજાર આદમીમાં એકજ જણુ દીનની રાહે ચાલશે; પણુ તે વટીક દીનનું કામ બરાબર કરી નહિ શકશે."

"તે વેળા ઇરાનમાં એવો જુલમ અને દોર ચાલશે કે ૧૦૦ આતશો એકજ જગાપર લઇ જઇ સાચવશે. તે વેળા એવી મુશકેલી આવશે કે બોય દેવાની સુકી કાડી મળશે નહિ. જે ખજાનો તલેસમનો જમીનમાં દટાયલો હશે તે ખ્રિસ્તીઓ મેળવી શકશે."

"બેહેદીનો વિદ્યાનો ફાંકો કરી મોબેદીનો પોતે દાવો કરશે. અસલી સારી રાહ રસ્મો હશે તે ભાંજશે ને ધુતારા ચમન કરશે. તે વેળાના બેહેદીનો કુસ્તી વિના ચાલશે ને ગુન્હા કરવાથી ડરશે નહિ. કમઅસીલ બુરાઇના કરનાર હશે તે મોટાની બેટી માંગશે તથા અશો આદમીની બેટી સાથે પરણુશે. જેઓ બુજોર્ગીના

ઘણી હશે તેઓ ઘણી દુરવેશીમાં તથા કંગાળ હાલતમાં આવી જશે અને ગુલામો તથા હલકાઓ પાદશાહી કરશે. હરેક વાતમાં આદમીઓ જુઠા સોગંદ ખાવા દરબારમાં ઉભા રહેશે ને જુઠું બોલવું ઘણું કરશે.”

વળી અહુરમજદે કહ્યું કે “ઓ જરતોસ્ત! જ્યારે તારો હજારો પુરો થશે ત્યારે તમામ આદમીઓ દેવની પરશતેસ કરશે. તે વેળા આકાશપર વાદળાં ચઢી આવશે પણ ગાજવીજ થઇ વર્સાદ વરસસે નહિ; તેથી નાપાકી, પલીદી તથા બુરાઇ જમીનપર ઘણી દેખાશે. આથી વર્સાદનો ફરેશ્તો તેશતર તીર ઇજદ ગાજવીજ કરીને આવશે, પણ જમીન ઉપર પાણી ઓછું વર્સાવસે નહિ. ઉન્હાળામાં ગર્મી તથા શિયાળામાં ઠંડી તથા ધુમસ ઘણું પડશે. પવન એવો ફુકશે કે મેવો, ફળ, તથા બીજી વસ્તુ તુટી પડશે. વર્સાદ પોતાની મોસમપર વરસશે નહિ ને જો વરસશે તો ખરવસતરો યાને રોગના જીવજંતૂઓનો વરસશે. તે વખતનાં જાનવરોના દીલપર ગોસ્ત કમ થશે અને તે આદમીઓ ઘોડા, બલદોને ગાડીમાં ઘણા જોડશે જેથી ગોસપંદોની ઉત્પંતિ થોડી થશે.”

“આખર હજારાના સમયમાં જુવાન માણસોને ખુશહાલી તથા મોજ ગમશે નહિ ને રોજબરોજ તેની દયાનત કમતી થશે. તે વખતમાં ખુદાતાલાના ફરેસ્તાઓની જેઓ ઇજશની તથા વંદીદાદ હર જગાએ તથા ઘરેઘર કરશે તે શક ભર્યા તથા ગુમાનથી ઇજશે. તે વખતે જે આદમી ઘણી ઇજશને તથા પઢવું કરશે તથા ખુદાઇ બર લાવશે અને ખુદાઇ રાહપર ચાલશે, નેકી એખત્યાર કરશે, તે આદમી પેહેલાં સખતી પામશે. દાનાવ તથા બુજોર્ગો પોતાના દિલમાં તથા આંખમાં શરમ અને મરવત રાખશે નહિ.”

"જમીનનો ફરેસ્તો અસપંદારમદ અમશાસપંદ જમીનનું મોહ ખોલશે તેથી ગંજ તથા ખજાનો (ધાતુની ખાણો) જમીનમાંથી નિકળશે. તે માલ ખજાનો જૂદદિનોના હાથમાં જશે જેથી તેઓ ઘણા તવંગર થશે. આદમીઓ પૈસા મેળવવા માટે ધંધા રોજગારમાં ઘણું જુઠું બોલશે. ધંધાદારી તથા દુકાનદારો માપ, તોલ તથા કાંટા ખોટા કરશે ને લોકોને ઠગી પૈસા મેળવશે. પૈસો મેળવવા વેપારીઓ ખોરાકીમાં નશાની મેળવણી કરશે ને નશાભરેલી ચીજનો વેપાર ઘણો બહોળો ચાલશે જેથી આદમીઓને મર્કી રોગ લાગુ પડશે, તે વખતનાં તબીબો આજારી આદમીઓને નશાભરેલી દવાઓ પીવા આપશે."

જ્યારે ઇરાનીઓની પાદશાહી તમામ થશે ત્યારે તુર્કી, રૂમી, આરબ, ચીનાઇ, કાબુલી, ખ્રિસ્તી વગેરેનું હથીયારબંદ લશકર ઇરાનપર ચઢી જશે. ઇરાનીઓના હાથમાંથી પાદશાહી જશે, ને તે અરબોને મળશે. પછી તુર્કીઓને, પછી માજંદરાની મોગલોને મળશે. આ સઘળા પાદશાહ ઘણા જુલમગાર બની પ્રજાપર ભારે સેતમ ગુજારશે, ને જરતોસ્તીઓને સેહેલાઇથી મારી શકશે."

"તે વખતે જહાનમાં ત્રણ ચીજ કમતી થશે. તે ત્રણ ચીજ તે મનશની, ગવશની ને કુનશની છે. તે પ્રમાણે કોઇ ચાલશે નહિ."

"આખર હજારાના બુરા વખતમાં જરતોશ્તી ઓરતો આતશ, ચેરાગ, પાણી, ઓરવર, ગોસપંદ, આફતાબ, માહાતાબ, આસમાન, રોશની, જમીન, દર્યાવ, કુવો, તલાવ સેતારા વીગેરે ચીજોથી પરહેજ નહિ રહેશે ને તેવી ચીજો તરફ જોવું કરશે. માટે ઓ જરતોસ્ત! અથોરનાનોને ધર્મજ્ઞાન શિખવજે કે તેઓ સવાબનાં કામો કરે ને બીજાઓને શિખવે.

તે વખતે જૂદદીન દીનદુશમનોથી જરતોશ્તીઓને ઘણી હલાકી પોંહચશે અને દીનને વાસ્તે જરથોશ્તીઓ રોજ બરોજ દીનદુશમનોથી પોતાની જાતપર સખ્તી ખેંચશે, તેનું રૂવાન બેહેશ્તમાં મરતબો પામશે. એ બુરા વખતમાં જે કોઇ પોતાની કેરદારને નેક રાખશે અને મારી બંદગી કરશે અને સદરો કુશ્તી પેહેરશે ને ભલી માજદીયસની દીન ઉપર જાંનફેશાની કરશે તથા ખેતીઓદથનું સવાબી કામ કરશે તે મોટું સવાબ મેળવશે. તે વખતમાં જે કોઇ સુદરો કુશ્તી પેહેરશે, બરશમ ધરી દરૂનબાજ ધ્રજશે અને ૧ અશેમ વોહુ ભણશે તેને હું એટલો સવાબ આપશ કે ગુશતાસ્પ પાદશાહના વખતમાં ઇજશની ધ્રજાવ્યા જેટલો સવાબ તેને લાગશે, અને જે કોઇ તે વખતમાં ખેતીવાડીનું કામ કરશે તેને મોટો સવાબ લાગશે, ને તેનું રવાન અશો તથા પાક થશે. તે વખતે જે કોઇ જમવાની બાજ ધરી ખાણું ખાશે તેને ગુશતાસ્પ પાદશાહના વખતમાં "દુઆજદે—હમાયસ્ત", ધ્રજાવ્યાના જેટલો સવાબ હાંસલ કીધો એમ જાણવું. જે કોઇ ઇજશની ઇજિવશે તેને ૧૨ હમાયસ્ત ધ્રજાવ્યાના જેટલો સવાબ હાંસલ થશે ને જે હોરમજદ યશ્ત પઢશે તેને "દુઆજદે હમાયસ્ત" ધ્રજાવ્યાના જેટલો સવાબ લાગશે. તે બુરા વખતમાં દીનદાર આદમીઓ ઉપર એવી તો સખત રંજ તથા સખ્તી પડશે કે તેવી સખ્તી પાદશાહ જોહાક અને અફ્રાશિયાબના અમલમાં પડી નહિ હશે. આવી વેળા પરધરમીઓના જુલમથી જરતોશ્તીઓ ન્હાશીને હિંદમાં જઇ વસશે ને ત્યાં આપ બળે મોટી નામના મેળવશે.



૨

# દુનિયાની આખેરી આગમજ થનાર માજદીયસ્ની દીનના ફેલાવા વિષે.

જરતોશ્ત પેગંબરે ઉપર જણાવેલી બીના સાંભળી, હવે પછી માજદીયસ્ની દીનની હાલત તથા દુનિયાનો હાલ કેવો થશે તેનો ભેદ દાદાર અહુરમજદને પુછવાથી તે પાક દાદારે જવાબ આપ્યો કે—"કાળો લેબાસ હશમી ટોળાંની નિશાની છે અને તબરીસ્તાન શહેરની પાસે દાંનેશ્તનો દેશ છે—ત્યાં રેહેતા સફેદ દેવની નિશાની છે. ત્રીજી નિશાની એ જે લાલ વાવટા ને લાલ કોહોળા અને તેમની પેદાયશની નિશાની એ થશે કે આસમાન કાળું થશે ને તેનો રંગ ફેરવશે ને ખુરાસાન જમીન અંધારા કાળા રંગની થશે; તથા થંડી પડી બરફ તથા ઠાર પડશે. તેમજ આફતાબ હરેક ભાત ભાતની નિશાનો દેખાડશે. પછી જહાંનમાં મરકી, રોગ, દુકાળ ને ઘણીક આફતો પડશે ને વરસાદ વરસશે નહિ. કદી કેથે વરસાદ પડશે તો જુજ પાક થશે ને કેથે તદનજ નહિ. પણ જો અનાજ પાકશે તો મનુષ્યો તેને સંતોષથી ખાઇ શકશે નહિ. તે વેળાના પાદશાહ તથા હાકેમનો જુલમ તથા આકરો કર વધતાં પ્રજા દુ:ખી થશે. દરેક જગે લડાઇ થશે તેમાં આરબોને સખતી પોંહચશે, પણ મોગલોનું બળ વધી જશે. આથી જરતોસ્તીઓ ઇરાન તજી હિંદમાં 'પદશવારગંદ' માં જઇ રહેશે. કેટલાક જરતોસ્તીઓ પહાડો તથા ખીણોવાલા મુલકમાં જઇ સદાનો વાસ કરશે. તે વખતે તેઓમાં એવો તો ધભરાટ ફેલાશે કે માતા પોતાના બચ્ચાંને યાદ કરી શકશે નહી.

જ્યારે બેસપતનો સેતારો મજબુત થશે ને શુક્રના સેતારાનું જોર કમતર થશે ત્યારે ૧૦૦ જાતના, ૧૦૦૦ રંગના તથા ૧૦,૦૦૦ લેબાસના ૧૦ મુલકોનાં લશકરો ઇરાનપર દોડશે ત્યારે ઇરાનના રહીશો મારી (અહુરમજદની) મદદ માંગશે.

"તે સમયે કયાનીઓની તોખમથી ઉતરેલો શાહ બેહેરામ વરજાવંદ જન્મશે. બેહેરામ વરજાવંદના જન્મ દિવસની રાત્રે તારા, સેતારાઓનો વરસાદ વરસસે. રોજ ૧ લો, માહ ૮ મો આવાં ને બુરજનો સને, ૩૭૩ માં કયાનીઓની તોખમથી શાહ બેહેરામ વરજાવંદ જન્મ પામશે. તેનો જન્મ કોચીન શેહેરના 'કનિકા' નામના ગામમાં થશે. તે ગામમાં પાદશાહ શાહપુર વરજાવંદ રાજ્ય કરતો હશે, પણ બેહેરામ વરજાવંદનો જન્મ થતાં તે મરણ પામશે અને તેથી બેહેરામની માતા રાણી તરીકે તખ્તનશીન થશે."

"આ શાહજાદો ૨૧ વર્ષનો થતાં એક મોટું લશકર એકઠું કરશે તેમાં તેને હિંદુસ્તાન ને ચીનનું લશકર આવી મળશે. આ સર્વ લશકર સાથે તે 'બુખારા' તરફ ચઢાઇ લઇ જશે. પછી જ્યારે બેસપત સેતારાની ચાલ ઉપર વધશે ને શુક્રના સેતારાની ચાલ ઘટશે કે ૩૦૦ શેહેરોની પ્રજા તેમને મદદ કરશે, આથી હિરાત, તબરિસ્તાન અને કોહેસ્તાન દેશના મોટાં લશકરો એકઠાં થશે. તેવામાં નામનો ઉઠાવનાર બેહેરામ વરજાવંદ ગંજાવર લશકર લઇ કેરમાન આસપાસ ફરી વળશે અને ત્યાં જે મોટી લડાઇ થશે તેમાં મોટી ખુનરેજી પછી બેહેરામ વરજાંદ હારીને નહાશી જશે. તે વેળા જમણી તરફ ખ્રિસ્તીઓનું, ડાબી તરફ રૂમીઓનું ને આરબોનું લશકર ફરી વળેલું હશે. આ વેળા ત્રણ મરતબે

લડાઇ થશે પણ તેમાં બેહેરામ વરજાવંદ જીત મેળવી શકશે નહિ. આથી ઇરાનમાં બાકી રહેલા જૂજ જરતોસ્તીઓ દીન અને જાનની સલામતી માટે ઇરાન તજી હિંદુસ્તાન જઇ વસશે ને પાછળ રહેલાઓ મોટી મુશીબત વેઠશે."

"તે વખતના હેશેમની તોખમના લડવૈયા ખુરાસાન જમીન તરફથી કુચ કરતા હિરાત કોહેસ્તાનમાં ખ્રિસ્તી, રૂમી, આરબ વગેરે લશકરો એકઠાં કરશે. તેમની સાથે ફરીથી બેહેરામ વરજાવંદ લડવા જતાં હાર ખાઇ નહાશી જશે; પણ તેને 'સરોશ ઇજદ' તરફથી બસારત થતાં તે દસ્તુર પેશોતનની મદદ તથા હિમ્મતથી લશકર મેળવી તેઓ અવસ્તા પઢતાં આવશે જેથી તમામ લશકરો સૂસ્ત થઇ જશે ને તેમનાં હથીયારો બુઠાં થતાં બેહેરામ વરજાવંદ ફતેહ મેળવી પાદશાહી કરશે."*

તે વેળા હોશેદરબામી નામનો—જરતોસ્ત તારો બેટો માયને પેટે પેદા થશે ને તેનો જન્મ તે વેળા કાબુલની સરહદમાં થશે. જ્યારે હોશેદરબામી ૩૦ વર્ષની ઉમ્મરનો થશે ત્યારે તે મારી દરઘાહમાં આવી તારી માફક મારી (હોરમજદની) સાથે જવાબ સવાલ કરશે. તે વેળા બેહેરામ વરજાવંદ ફતેહમંદ થઇ રાજ્ય કરતો હશે. તેની દરબારમાં જઇ હોશેદર પોતાની દીન જાહેર કરી સર્વેને કબુલાવશે, ને તે પછી બેહેરામ વરજાવંદ ૧૦૦ વર્ષ રાજ્ય કરશે.

"હોશેદરબામી પોતાની દીનની સચ્ચાઇ બતાવવા એવો મોજેજો કરશે કે આફતાબ ૧૦ દિવસ અને રાત સુધી મધ્યાનમાં

*જામાસ્પીમા આ બનાવનો યજદેઝરદી સને ૧૫૦૦, રોજ ખુરદાદ અમશાસ્પંદ અને માહ ફરરોખ ફરવદીન જણાવેલો છે.

સ્થિર રહેશે ને કેથે પણ ખસશે નહિ. જ્યારે તમામ જગતના લોકો આ મોજેજો જોશે ત્યારે તેઓ સર્વ હોશેદરબામીની દીન કબુલ કરશે, કે તરત આફતાબ એક કડાકા સાથે ખસીને ચાલવા માંડશે. તે ભયંકર અવાજના સાંભળવાથી જેઓ ઘણા ગુન્હેગાર હશે તેઓ ખુશહાલ થશે. તે વખત એવો સારો આવશે કે માણસોની માલ મીલકત, પૈસા યા દોલત કોઇ ચોરી લેશે નહિ. તે વેળા જગતમાં ગોસપંદો ઘણુંજ થશે. પછી ૩૦૦ વર્ષ પુરાં થતાં હોશેદરનો હજારો પુરો થશે."

"તે પછી આ દીન ખરાબ થશે તેથી તારો બીજો બેટો હોશેદરમાહ જન્મશે. તે પણ ૩૦ વર્ષની ઉમરે મારી દરબાહમાં આવશે અને મારી સાથે જવાબ સવાલ કરીને દીન કબુલ કરશે ને બાકી જહાનમાં મારી દીન લઇ જશે, ને તે જહાનમાં મારી દીન જાહેર કરી સર્વેને પોતાના મજહબમાં દાખલ કરશે. તે એવો મોજેજો બતલાવશે કે સૂરજ ૨૦ દિવસ તથા રાત મધ્યાનમાં સ્થિર થઇ તપશે. પછી સઘળી જગતની પ્રજા ખુદાઇ દીન કબુલ કરતાંજ તે સૂરજ મોટા અવાજ સાથે સફર કરતો અસ્ત પામશે. આ વેળા જેઓ દીનપર યકીન નહિ લાવશે તેઓ સૂર્યના મોટા અવાજથી હેબત ખાઇ મરણ પામશે."

"તે વખત એવો આવશે કે એક દિવસ જમીયાથી કેટલાક દહાડા સુધી ભુખ નહિ લાગશે, તેમજ એક ગાયનાં દુધથી ૧૦૦ મનુષ્યનું ગુજરાન થશે, જે સમયે જેહાનની સર્વે આલમ અન્ન-ફળ શાક ખાનારી થશે. તેથી કોઇ ગોસપંદોને નહિ મારતાં તેને ઉછેરી તેનાં દુધ પર ગુજરાન કરશે. તે સમયે નાપાક અહેરેમનના

પેદા કરેલા તમામ અજદાહ, સાંપ, વિચ્છુ વગેરે ખરફસ્તરો દફે થઇ જશે. તેવે સમયે 'અશમોગદેવ' બિહામણી સુરતે જાહેર થઇ ગાય ગોસપંદો તથા પસુઓને મારી ખાશે. આથી પેગંબર હોશેદરમાહ મારી (હોરમજદની) ઇજશને કરી તે દેવને મારી નાખશે. આથી જેહાનમાં પાછી ખુશહાલી અને પવિત્રાઇ પંથરાશે, ને મનુષ્ય નિર્મળ અંતકરણના બની, ડંખતા, કરડતાં જાનવરો પણ દુશમનાઇ તજી વગર હરકતે પ્રજામાં ફરહર કરશે. તે વેળા સર્વ મનુષ્ય સચ્ચાઇ એખત્યાર કરી પરહેજગાર બનશે. આથી જેહાંનમાંથી પલીદી નાપાકી અને નશા દુર થશે. સર્વ જગત આબાદાનીથી પ્રકાશશે ને દુનિયાંપરની સર્વ આફતો દૂર થશે. પછી એ મુજબ ૫૦૦ વર્ષ હોશેદરમાહના પુરાં થશે."

"તે પછી પાક અને નૂરીભરેલા શોસિઓશનો જન્મ થશે. શોસિઓશ ૩૦ વર્ષની ઉમરે મારી દરધાહમાં આવી મારી સાથે જવાબ સવાલ કરશે ને મારી પાક દીન કબુલી દુનિયામાં ફેલાવશે. તે વેળા પણ પોતાનો મોજેજો બતલાવવા સૂરજને ૩૦ દિવસ અને રાત સ્થંભ રાખશે. તે વખતના માણસોની પાકીજગીને લીધે અહેરેમનની ખલક દેવ દરૂજને મોકલી નહિ શકશે; પણ તે ટોળાંનો એક સરદાર જાહેર પડી શોસિઓશ સાથે ઘણી સખત લડાઇ લડશે તેમાં તે પેગંબર મારી મદદથી બુરા દેવને મારશે ને જેહાનમાંથી તમામ બુરાઓને નાબુદ કરશે. તે પછી આદમીમાં નીચપણું યા બુરાઇ રહેશે નહિ અને ચોરી લુટફાટ કુછંદીપણું સર્વે નાબુદ થશે."

"આ આખર હજારાનાં અંતમાં જોહાકની દોઢ દહાડાની પાદશાહીનો વખત આવી પુગતાં તે જુલ્મી બંદથી છુટશે ને

રૈયતપર ઘણો જુલમ કરી તોબાહ પોકરાવશે. આથી મારા હોરમજદના હોકમથી (આ વેળા અવ્વલ સાલ ૧૧૫૭૦, માહ ૧ લો ફરવરદીન, રોજ ખુરદાદ અમશાસ્પંદ હશે) કેરસાસ્પનું રવાન ઉઠશે. તે જેમ સ્વપનાથી જાગે તેમ જાગી ઉઠશે. તે પેહેલવાન કેરસાસ્પના રવાનની ચોકી કરવા ૯૯૯૯ ફરેસ્તાઓને રાખ્યા છે. જ્યારે તે સજીવન થઇ હથીઆર બાંધી દુનિયામાં આવશે ત્યારે શોસિઓશ પેગંબર પોકાર મારી કહેશે કે "ઓ બળવાન કેરસાસ્પ માજદીયસ્નની દીન કબુલ કર જેથી તું અમર્ગ થાય ને હું રસ્તોખેજ કરૂં." આ વચન સાંભળી કેરસાસ્પ દીન કબુલ કરી જોહાક સામે લડવા જશે. કેરસાસ્પ જોહાકને કહેશે કે "તું આ પાકદીન કબુલ કર કે અમર્ગ થાય. તેમજ ગુનાહથી તોબા કરીને ભલી માજદીયસ્નની દીનપર એકીન લાવ." ત્યારે જોહાક જવાબ આપશે કે "ઓ ભલા પેહેલવાન ! મારી સાથે દોસ્તી કર કે આપણે બેઉ જણા એક દિલ થઇ ખુદાતાલાની મકસદ વિરૂધ કામ કરી અહેરેમની ભર્યાં કામો કર્યે, ને દાદાર અહુરમજદ પાસથી તખત છિનવી લઇ બેઉ સાથે મળી આ જહાનનું રાજ્ય કરીએ." આવાં કઠોર વચન સાંભળી કેરસાસ્પ કહેશે "ઓ નાપાક જોહાક ! જો તું મારી ભલી દીન કબુલ નથી કરતો તો મારા ગુરજથી તારો અંત લાવીશ." એમ કહી તેને મારવા જતાં તે જુલમી પાદશાહ માજદીયસ્નની દીન કબુલ કરશે કે મારો હોકમ થતાં કેરસાસ્પ તેને મારી નાખી મીનોઇ જહાનમાં મોકલશે."

"સોશિઓશના તે જમાનામાં તમામ આલમ માજદીયસ્નની દીન કબુલ કરશે ને તેઓમાંથી મોત, બુઢાપો, દુ:ખદર્દો વગેરે દફે થશે. તે વખતે એક રોટલીમાંથી ૧૦ માણસો ખાઇ ધરાશે. તે

પછી આસ્તે આસ્તે ખાણું પણ ખાવાનું છોડી દેશે એમ ૩ વર્ષ સુધી ચાલશે, ને દુધપર નિર્વાહ કરશે, પછી ફકત મેવો ખાઇ તેપર ગુજરાન કરશે. પછી વળી કેટલાક આદમીઓ મેવો વગેરે ખાશે નહિ ને ૧૦ વર્ષ સુધી પાણી ઉપર ગુજરાન કરવા શકતિવાન થશે. આથી તે તમામ આલમ મિનોઇ માફક રહેવા માંડશે. તેમજ તેમને તે વખતે ખાવાપિવાની જરાપણ ખાહેશ રહેશે નહિ, ને તેઓ બેહેસતનાં રવાનની માફક ફરહર કરી શકશે."

## રસ્તાખેજ સોશિયોસની.—

"તે પછી હું (દાદાર અહૂરમજદ) અમશાસ્પંદોને હોકમ કરીશ કે જે કોઇ આદમીઓ મરણ પામ્યા હોય તેમનાં તન હાજર કરે. પછી અમશાસ્પંદો સર્વે ચીજો લાવીને હાજર કરશે. હું (હોરમજદ) ખુરદાદ અમશાસ્પંદથી લોહી માંગીશ, અમરદાદ અમસાસ્પંદથી હાડકાં, રંગ, ને મિનો ઇજદોથી રવાન મંગાવીશ. પછી મેં જે અમશાસ્પંદોને સોંપ્યું હોય તે માંગીશ, તે વેળા 'હરવિસ્પઆગાહી' ને જોરે હું સર્વે ચીજો પીછાની શકીશ. પછી હોકમ કરીશ કે હરેક આદમીનો જીવ પોત પોતાની જાતમાં જાય કે તેઓ સજીવન થશે. પેહેલાં પાદશાહ ગયોમર્દ પછી મશીઆનીનું જોડું ઉઠશે અને તે પછી ઉશહેન ગેહમાં (મધરાતે) જે કોઇ મુવો હશે તેઓ સજીવન થશે. બામદાદ થતાં તે સર્વે રવાનોને કઉઅત મળશે. આ સર્વે રવાનો પોત પોતાના વતનમાંજ સજીવન થશે. તે પછી સર્વે પોત પોતાના કુટુંબીઓને ઓળખશે. પછી રસ્તાખેજના ગુન્હા બક્ષવામાં આવશે તેમાં હું તેમને માફી આપીશ. પણ ઇન્સાફ કરતાં જેઓ ગુન્હેગાર માલમ પડશે

તેમને ૩ દિવસ અને રાત દોજખમાં નાખી સખતી આપી ગુન્હા માફ કરીશ. પછી સર્વે રવાનોને સાત ધાતુથી ઉકળતા રસની નદીમાંથી પસાર કરાવીશ. તેમાં દોજખી દરવંદો ચાલી જતાં બહુ દરશે, ત્યારે સરોશ ઇજદ અને બહમન અમશાસ્પંદ તેમનો હાથ પકડી બહાર કાઢશે. આ નદીનાં પાણી દોજખીઓને અતીશય ઉન્હાં લાગશે, જેથી તેઓ પિડાઇ પોકાર મારશે, પણ તેમને ઇજદો ઉગારશે. તેમાં દરવંદોને માથે એક કાળી ટીળી ચોંટાડેલી હશે. જેથી સર્વે જના તેમને ઓળખી શકશે કે તેઓ ગયા ભવમાં દરવંદો હતાં."

## અહેરેમનની પાદશાહીની આખેરીની હકીકત.—

"ઓ ભલા જરતોસ્ત ! તે પછી હું હોકમ કરીશ કે ખલક પાક અને ખાલેસ બનો. નાપાક અહેરેમન પાપીનો હિંગામ પુરો થશે. એટલે અહેરેમન દેવ દરૂજોની મદદથી ફરેસ્તાઓ સાથે લડવા સામો થશે તેમાં ઇજદ અમશાસ્પંદો તથા ફરેસ્તાઓ આજેજ થશે: કે તુરત (હોમ ઇજદ) મારા જોર અને હુકમથી લઢશે કે રસ્તાખેજની છેલ્લી લઢાઇ પુરી થશે. પણ તેટલાં "આજ" દેવ સામો પોતાનાજ લશકરનાં લોકોને ખાવા માંડશે કે, અહેરેમન ગજશતે ધનામિનો દરી જઇ ફરેસ્તા તથા ઇજદોની પનાહ માંગશે ને તોજેશ કરશે. આથી હોમ ઇજદ તેને પનાહ આપતાં તેની પાસે પતેત કરાવી પશેમાની કરાવશે ને પોતાની પાકદીન કબુલ કરાવશે. એ પછી તમામ દોજખ ધાતુથી ધોઇ નાખશે કે બહમન અમશાસ્પંદ "આજ" દેવને મારી નાખશે."

**રસ્તાખેજ પછીની દુનિયાં.—**

"દોજખને ૭ ધાતુઓના પહાડોથી પુરી નાખ્યા બાદ જાદુ, કોટલ અને સર્વે બુરી ચીજોને દુનિયાંથી નાબુદ કરશે. તે વેળા મારી સાથે (દાદાર અહુરમજદ) અમશાસ્પંદો હમાજોર થઇ તે જગો ઉપર આફ્રરંગાન કરશે ને જગ્યાને પવિત્ર બનાવશે. પછી સર્વે બેહુદિનો તથા દરવંદો એક દિલ થઇ ખુદાઇ દીન ઉપર ચાલશે, પછી હું (દાદાર અહૂરમજદ) સર્વેને એવાં કપડાં અપાવીશ કે તે પાણીમાં ભિજાય નહિ, આતશમાં બળે નહિ, મેલાં થાય નહિ, ને કોહી જાય નહિ. તે સર્વે આદમીઓ સજીવન થતાં જુવાન જેવા થશે. આ વેળા જે કોઇ આદમીઓએ "જંદરવાનુ" કીધું હશે તેના કપડાં જરબફ્તનાં થશે, ને જે કોઇએ ખુબીનાં કામો કર્યાં હશે તે દાદાર અહૂરમજદ પાસે રહેશે, ને તમામ જહાન મેદાન જેવી થશે. તે વેળા તમામ જહાન બેહેસ્ત જેવી થઇ મિનોઇ તથા ખાકી દુનિયાં એક બનશે, તેમજ દર્યાવ તથા નદીઓ પહાડોથી પુરાઇ જશે, ને સર્વે કોઇ જાવેદાન સુધી ખુશહાલ રહેશે. ખાકી જગતમાં જે સર્વે પહાડો તથા ડુંગરો ઉઠાવેલા છે તે વજન દર્યા પુરવા માટે છે. તે વખતના માનવીઓ ખુદાઇ બંદગીમાં સદા મશગુલ રહેશે, ને તેમને ખાવા પીવાની ખાહેશ રહેશે નહિ, આથી તેઓમાં લોભ, લાલચ તેમજ સ્ત્રી પુરૂષનો સંબંધ જેવુ કશું રહેશે નહિ. તે વખતે જેમ ઉંઘ તેમ રાત પણ કોઇ જાણશે નહિ. તે વેળા અહેરેમની ફના થએલી હોવાથી દેવ, દરવંદો જહાનમાં રહેશે નહિ.

# મરણ ક્રિયા ને તે વિષેનાં ફરમાનો.

"જો કોઇ આદમી ૧૫ વર્ષનું થઇ મરણ પામે તો તેણે જો કુશતી સુદરેહ પેહેરીયો હોય તો ભલું, નહિ તો તેને તે પેહેરાવવાં જોઇએ, પછી તેને નહવાડી સગદીદ કરે. ફરી જ્યારે કફન પેહેરાવે ત્યારે સગદીદ કરે, (એ સગદીદ કરવા બાબે વંદીદાદમાં ફરમાવેલું છે.) કફનનાં કપડાં જે પેહેરાવે તે જુનાં પેહેરાવવાં ને પાંચ બંદ બાંધવા. જો તે કફનનાં કપડામાં એક તાર નવો હોય તો તેને બીજી જેહાનમાં આજાબ પોંહચી તેના પેટને નાગ વળગે છે. પછી કફનનાં કપડાં રૂઆનને પેહેરાવી પથ્થર પર મેળવું. આ પથ્થર ત્રણ મેળવવા. પછી સરપેશાની સગદીદ કરે અને જ્યારે કફન પેહેરાવે ત્યારે બે મરદ કુશતી પાદીઆબ કરી પોતાની ફરજ પઢે. પછી બે જણ પેવંદ થઇ તે રવાનને અડકે, તેવામાં બીજા કોઇને અડકે નહિ. પછી પેલા રવાનને પથ્થર પર મેળતાં ખશી જવું ને જો પાછા તેને અડકે તો તે રીમન થાય. પછી ચાર નશેસાલાર કુશતી પાદીયાબ કરી પોતાની ફરજ પઢે અને નીઆએશ તથા ત્રણ યશ્ત અને પતેત પઢે, ને સરોશ બાજ પઢી હાથને બેવડાં 'દસતાના' બાંધે ને ગેહાનને ખાંધેથી નીચે ઉતારે ને ત્રણ વાર સગદીદ કરે. પેહેલાં ગેહાનને કરવું, પછી બે જણ ગુશલ કરીને પાદીયાબ કુશતી કરી પોતાની ફરજ પઢી, પેવંદ ધરીને સરોશ બાજ પઢી પદાન બાંધી રૂઆનને ગેહાનપર મેળે. પછી તે રવાનની ગેહ સારે, તે વેળા મોબેદ બે પેવંદ કરીને ગેહ સારે. પછી સગદીદ રવાનનાં સરપેશાનીને કરે (વંદીદાદમાં રવાનને બે વાર ઘેરમાં સગદીદ કરવાનું જણાવેલું છે) પછી ગેહ સારવાનું પુરૂં કર્યા પછી બાજ મુકતાં સમેત નશેસાલાર રૂવાનને દોખમે લઇ જાય."

"દોખમું એવી જગાપર બાંધવું જોઇએ કે જ્યાં આતશ તથા પાણી નહિ હોય. એવી ખુલ્લી જગ્યામાં રવાનને લઇ જઇ મેળે. અને તે રવાનની પાવદસ્ત જ્યારે તેના ઘેરથી કાઢે ત્યારે તે રવાનની પાછળ ૭૨ પગલાં મોબેદો ને તેની પાછળ બેહેદીનો પેવંદ પકડી ચાલે ને ચાલતાં પઢતા જાય."

"રૂઆનને નશેસાલાર દોખમા આગળ લઇ જઇ મેળે કે પાયદસ્તે જનાર આદમીઓ રવાનને સેજદો કરે. પછી નશેસાલાર રૂઆનને દોખમામાં લઇ જઇ તેમાંજ પઢે "વખદાદાર અહુરમજદ, વખઅહમન અમશાસ્પંદ, વખજરથુસ્ત્ર, વખઇવોહેશાહ વિસતાસ્પે, વખસરોશ અશો, વખઆદરબાદ મારેસ્પંદ, વખદસ્તુરાં આખેબુદે બાશદ અષેમ વોહુ (૧) પઢી રવાનની ડાબી ગમનું કફન ફાડી, રવાનની છાતીના ઉપર હાથ મુકીને દસ્તુરી ત્રણ વાર બાજમાં પઢે. પછી દોખમાની બહાર આવી બાજ મુકે. પછી પાયદસ્તે જનારા સર્વે જણાઓ બાજ મુકે ને નીરંગ લઇ પાણી, ઓરવર, દખમા, મુકતાદ તથા પહાડોનો નમસ્કાર કરે."

"રવાનના પેહેલે દિને સરોશ બેસાડે ને ખોરશેદ તથા મેહેરની નિઆએશ કરે. અને રપીથવન તથા ઉજીરન ગેહમાં નિઆએશ કરે. અઇવેસરૂથરેમ ગેહમાં રાતની સરોશ યશ્ત પઢે ને પતેત કરે. જમીનપર તથા દોખમા આગળ આતશનું પાતરૂં રોશન કરે, કારણ કે 'વીજરશ' નામનો દેવ રૂઆનને બિવડાવે છે તેથી તે રવાન ત્રણ જગીઆએ દોડીઆ કરે છે પણ આતશની સામે તેનું કશું ચાલતું નથી. એ રીતે ત્રણ દહાડા સુધી કરે છે. તેમજ જે રૂઆન થાય છે તેનો જીવ ત્રણ દિવસ અને રાત તેનાં માથાં આગળ ભમતો રહે છે. તે વેળા તે આતશ તથા સરોશ ઇજદને

આશરે રહે છે. પછી ચાહરમને દિને બામદાદે ઇનસાફ કરાવવા ચીનવદ પુલ પાર કરી રશ્ને રાસ્ત ઇજદની પનાહમાં જાય છે. પણ જો તે રવાનનો ગુન્હા વધે છે તો તેને દેવ લઇ જાય છે. તે દેવો પાંચ છે 'અસ્તત્રવાદ, પેશાખ, ફરેસ્ત ને કોપદેવ' છે. એ દેવો તે રવાનને દોજખમાં ઘસડી લઇ જાય છે ત્યારે તે રવાનના મુખમાંથી ભુંડા સખુનો નિકળે છે."

"જે રવાન પાક હોય, તેનો ચાર ફરેસ્તાઓ ઇન્સાફ કરે છે અને જો સવાબ વધે છે તો તેને મેહેર, સરોશ, રશને રાસ્ત અને આરતાદ ઇજદ ઇન્સાફ કરી બેહેમન અમશાસ્પંદને હવાલે કરે છે. પછી બેહેમન અમશાસ્પંદ તે રવાનને તેના બેટાનું નામ પુછીને બેહેસ્તમાં લઇ જાય છે."

"ત્રીજે દિને યાને ઉઠમણાને દિને સદરા તથા વાગાનું બક્ષેસ કરે તેમજ તે દિને ફુલ તથા ખુશબો મુકીને પઢાવે ને તે સર્વેને આપે. પછી ઉશહેન ગેહમાં તે રવાનની નઇઅતે શિઆવ ઇજાવે અને તે દસ્તૂર, મોબેદ તથા અશો આદમીને ભેટ કરે, તે શિઆવ તથા સરોશ પવિત્ર અને પાક તથા સૌજજો કીધાથી બેહેમન અમશાસ્પંદ તે શિઆવ રૂઆનને પેહેરાવતાં વાર લગાડતા નથી. શિઆવ ઇજાવ્યા પછી બામદાદમાં દહમ ઇજદનું આફરગાન ઇજાવે અને ગાય ગોસપંદનું 'ગઉદાન' કરે તેમજ તેને ઇજીને હલાલ કરે. તેનાં હાડકાં ઇજીને જમીનમાં દાટે ને તેની ચરબી ઇજીને આતશને દીયે. પછી ચેહારમની બાજ કરે તેમાં ચારથી પાંચ દરૂન મેળે ને બાજ ધરાવે ને ચાશની કરાવે."

"વળી દીનમાં બીજું એવું ફરમાવેલું છે કે જેને ઘેર નાહનું કે મોટું આદમી ગુજર્યું હોય તેના ઘરમાંનું પાણી, આતશ

થા હર એક ચીજ ત્રણ દિવસ સુધી કશા કામમાં આવે નહિ; અને તે બાબે તેના ખેશ કબીલાને સર ફરજ છે. તેમજ ત્રણ દિવસ સુધી ગોશ ખવાય નહિ. વળી તે ગુજરનાર રવાનને માટે આંખમાંથી એકપણ આંસુ પાડે નહિ. કેમકે આંસુ પાડયાથી રવાનને ત્રણ દિવસ સુધી ચીનવદ પુલની હેઠે રહેવું પડે છે. તે વેળા ત્યાં આંસુથી એક ગલીચ નદી વહે છે, તેમાં તે રવાન ધસડાઇ જતાં તેને અમશાસ્પંદો બોલાવી શકતા નથી. આથી મરનારના ખેશ કબીલાએ રડવું નહિ પણ રવાનને હંમેશગીમાં સુખ મળે તે માટે ત્રણ દિવસ સુધી યશ્ત, પતેત, વંદીદાદ, ઇજશની, સરોશનું આફ્રરગાન વગેરે ભણતરો કરાવવાં. એ સઘળી ક્રિયા ચાર દિવસ સુધી કરી દસમે દિવસે વંદીદાદ, ઇજશને, બાજ તથા આફ્રરગાન કરાવે. ૩૦ મે દિવસે શીરોજો કરાવે ને વંદીદાદ, ઇજશની વંદાદાદ, શીરોજાનું આફ્રરગાન વગેરે કરાવવાં, બીજે માસથી બાજ અરદાફ્રરૂઅશની અને ઇજશની તથા આફ્રરગાન કરાવે. પછી વરશને દિને શિઆવ, શીરોજા, વંદીદાદ ઇજશની, બાજ આફ્રરગાન વગેરે કરાવે, અને એરવદો પાસે ચાશની કરાવે. વરષી બહારવને બાજ અરદાફ્રરૂઅશની તથા આફ્રરગાન કરાવે. વરશ એક સુધી રૂઆનનો આત્મા આ જગતમાં રહે છે ને પછી તે મિનોઇમાં ફરે છે; પછી વરષો વરષ તે રવાનની બાજ કરે અને અફ્રરગાન કરાવે. રૂઆનનાં ઉઠમણાંને દિને તેની નઇઅતે સવાબનાં કામો કરવાં, ૩૩ વંદીદાદ, ગેતી ખરીદ, હમાયશ્ત ૧૨ તથા તેના ૧૨ વંદીદાદ કબુલ કરાવે અને અહુનવર પઢાવે."

"માસીક માંદગી દરમ્યાન અથવા સુવાવડી હાલતમાં સ્ત્રી મરણ પામે તો વંદીદાદ ૭ અમશાસ્પંદના ઇજાવી, બીજી ફરજો

તેની નાઇયતે ઇજાવે. ૧ માસથી તે ૭ વર્ષ સુધીનું બચ્ચું મરણ પાંમે, તો તેને એક સરોશ ધટે ને એક આંગળુ કરી ચાહરમવેર બાજ કરે. જો બચ્ચું વર્ષ ૭ ને ૩ માસનું થઇ ગુજરે તો તેનાં ૩ સરોશ, શિઆવ અને ચેહારમ કરીને મોટા આદમી પ્રમાણે તેનું ક્રિયાકામ કરે, તથા તેને સુદરેહ કુસ્તી બંધાવે તથા કફન પેહેરાવી, પાંચ બંધ બાંધી ચશમપેશાની ખુબ ઉઘાડી રાખે. તેના રોજગાર વરષ એકુવેર કરવા પણ તેને બેટાની ફરજ નથી."

૧૪ વર્ષ અને ૩ માસનો ગુજરે તો તેને બેટાની ફરજ છે તેથી તેને પાલક બેટો કરી આપવો ઘટે છે.

## સગદીદ-રીમન અને બીજી ચોખાઇ વિષે.—

"કોઇ આદમી લાકડાના, અનાજના ઢગલા પર યા હેવાનની પીઠ પર ગુજરે તો દીનના જાણનાર દસ્તુરને પુછી નશો પહરેજે. પેહેલાં નશેસાલાર જોડી વળગી રવાનના કપડાં ફાડી કાઢી રવાનને પાક કપડાં પેહેરાવીને ક્રિયા કરી દોખમે પોંહચાડે. જો કોઇ આદમી લાકડાની ઉપર મુવો હોય તો તે લાકડાંને ભાંજી છોલીને નીરંગથી પાક કરી તે જગા પવિત્ર કરે. જો કોઇ આદમી અનાજના ઢગલા ઉપર મરી ગયો હોય તો તે જગા ઉપરનો થોડો અનાજ કાઢી નાખે અને બાકીનો અનાજ રહેવા દે. જો છાંય તથા નળીયાના ઉપર નશોસ થાય તો તેટલી જગાની ઉપરની છાંય તથા નળીયાં કાઢી નાખી તે પાક કરે. જો હરકોઇ જગાએ નશોસ પડીઓ હોય તો બે ડગલાં લાંબેથી જવું. જો સગદીદ કીધા વિના તેને ઉંચકે તેર રીમન થાય, માટે તેની સરપેશાનીને સગદીદ કરે. જો અહલતીથી

મોહમાં રજ થાય તો રીમન થાય અને જો નશેસાલાર મોઢું બરશનુમ લીયે તો પાક થાય અને વધારે સવાબ લાગે."

"જો નશો હમેલથી તુટી પડે તો જમીનમાં દાટવો જોઇએ. પ્રથમ તે જગ્યાને સગદીદ કરે, પછી નશેસાલાર જોડ થઇ બાજ ધરી લોઢાનો ખીલો લઇને ખણે; પછી કપડાનાં હાથ મોજાં પેહેરી હાથમાં શહાનસી તથા ચીપીયો અને બીજા હાથમાં લોઢાની એક કડછી લઇ તે નશાને સગદીદ કરે અને શહાનસીએ કરીને તે લોઢાની કડછી લીએ અને ચીપીયાએ નશો ઉંચકી લોઢાની કડછીમાં નાખે અને સઘળો નશો એકઠો કરીને પછી એક લોઢાની મોટી કઠોકમાં મુકી સગદીદ કરી ગેહે સારી દોખમે ચઢાવે. પછી દિલમાંના કપડાં ફાડી પરહેજ કરે ને નીરંગ પાણીથી સાફ કરે. જો નશોસ બારેવાટ થાય તો નશેસાલાર બાજ ધરી પેવંદ થઇ નશોને અડકે અને સગદીદ કરીને નશાને ઉચકતા જાય પછી તે તમામ પરહેજ કરી કડછી તથા શહાનસીએ ઠેકાણે પાડે તે પછી નીરંગ પાણીએ પાક થઇ શિશિયો નાહાન લઇ પાક થઇ સર્વેને અડકે."

"જો નશો લીલા ઝાડપર યા ઘાસપર પડયો હોય અથવા ગોસપંદને ગળે બાંધીયો હોય તો તેને અડકવું નહિ. પણ જો કોઇ ઝેર ખાઇને, કુવામાં પડીને અથવા તો બીજી કોઇબી રીતે આપઘાત કરીને મરે તો તેની વેળાની વેળા વિતી જાય ત્યાં લગી સગદીદ નહિ કરે ને દોખમે નહિ પોંહચાડે, પછી નશેસાલાર જોડ એક બાજ ધરીને ઉચકે અને સગદીદ કરીને મેલે, પછી તેને દીનની રવેશે પોંહચાડે. વળી જો કોઇ આદમી લઢાઇમાં મરે યા હાથ પગ યા બીજા અવયવો કપાય ને તે ધણી જીવતો હોય તો

તે કપાયલાને નશાસ સમજી ઠેકાણે પાડે. જો કોઇનું માથું કપાયું હોય તો બાકીના શરીરને સગદીદ કરી શકે. પણ તેના નખ, બાલ, દાંત એને સગદીદ નહિ કરાય."

"જો કોઇ આદમી બીજી હાવન ગેહના દહાડામાં ગુજરે તો તેની લાદી ૩૦ થી ૩૧ દિવસ સુધી રાખીને તે જમીન પાક કરે. જો કોઇ માણસ રપિથવન ગેહમાં ગુજરે તો તેની લાદી ૧૦ થી ૧૧ દિવસ સુધી રાખી પછી તે જગ્યા પાક કરે. રપીથવનનો અમલ ફરવરદીન મહિનો ને હોરમજદ રોજની હાવન ગેહથી તે મેહેર મહિનાના અનેરાન રોજની ઉશહેન ગેહના વખત સુધી છે. બીજી હાવન ગેહનો અમલ આવાં મહિનાના હોરમજદ રોજથી તે પાંચમા વહિસ્તોયસ્ત ગાથાની ઉશહેન ગેહના વખત સુધી છે."

"લાદીની જમીન પાક કરવી હોય તો તેને નીરંગ પાણીથી ધોવું. પેહેલાં નીરંગ છાંટે ને પછી કચરો સાફ કરે અને પોતાને તથા કપડાંને નીરંગથી પાક કરે."

"રૂઆનને કફન પેહેરાવે ને સચકે ત્યારે પાંચ બંધ બાંધે, ૧ લો છાતીપર, બીજો ગુઠને, ત્રીજો હાથપર, ચોથો માથાંપર ને પાંચમો અંગુઠા સાથે, એ રીતે બંધ બાંધીને પછી લાદીપર મેળે અને પોતે તથા કપડાંને નીરંગ પાણીથી પાક કરે. જો નશાખાનું નહિ હોય તો ગુશલની હાજત નથી પણ એક ખાનગી કુવો હોય ત્યાં પાક થાય, અને તે સ્વાનને સગદીદ કરાવે."

"સગ એ ચશમનું નર જાતી ધટે. જો તે નહિ હોય તો માદા. તે પણ ન હોય તો નોળીયો, લોકડી, કોહળું, અને જે પ્રાણી નશા દાખલ હોય તેનો તેપર છાયો પાડે ને સગદીદ કરે."

**આજરોજગાર કરવાથી મળતો સવાબ.—**

"ગાહમબાર કરવાના સવાબ કરતાં ફરવદીઆનના ૧૦ દિન કરવાનો સવાબ ઘણો મોટો છે. કારણ કે ત્યારે દોજખથી સઘળાં રૂઆનો છુટે છે ને પોતાને ઘેર આવે છે. રવાનોનાં રોજગાર કરવાની મતલબ એ છે જે રવાન જે મરે છે તે દહાડાના ઉમેદવાર છે. તેમના રોજગારને દિને રોજગાર કરે તો તે રવાનો બેહદ ખુશી થાય છે, અને ખુશબો તથા પાક ભણુતર સાંભળી દુઆ દેતાં પોતાને મુકામે જાય છે. જો રોજગાર કરતાં વિસરી ગયા હોય તો અરધી રાતવેર વાટ જોઇ પછી નશાસો નાંખી બદ દુઆ દઇ પાછા ફરે છે. એવી રીતે કદુઆ દેતાં તે રૂઆન દલગીર થઇને પોતાને મુકામે જઇ ઉદાસ રહે છે.

"અનજુમનના હસ્તકથી એક બાજ કરે, અને ૧ નેઆએશ કરે તો તેને ૧૦ તનાપુર જેટલો સવાબ લાગે. જો ૧૧ કરે તો તેને ૧૦,૦૦૦ તનાપુર જેટલો સવાબ લાગે, જો સારી રીતે મેજ આફ્રગાન કરે તો ચહારો દિશાના બેહેદીનોના સવાબમાં શરીક થાય."

"જંદરવાનું ૩ કરવાની જરૂર ફરજ છે. જો ગુંજાસ નહિ હોય તો એકબી કરવું. જેણે પેહેલું જંદરવાનું કીધું હોય તેને બે વરષ થાય ત્યારે તેજ રોજે પાછું બીજું જંદરવાનું કરે, અને વળી બીજાં બે વરષ કરયા પછી પાછું તેજ રોજે કરે. જો વધુ ગુંજાશ હોય તો ૩ થી પણ વધુ કરી શકાય. જેમ જંદરવાનાની દરેકને માથે ફરજ છે તેમ હમાયસ્ત ૧૨, વંદીદાદ, ગેતીખરીદ, તથા નાવરની ફરજ સર્વે જરતોસ્તીઆને માથે છે."



## ચાર અજાયબ સ્વપનાની તાસીર.

## અને

## દોરંગી દુનિયાંના ભેદ ભરમો.

"એક સમે બાદશાહ ગુશતાસ્પે જામાસ્પ વજીરથી દોરંગી દુનિયાની ભવિષની હાલત જાણવા માંગી. ત્યારે જામાસ્પે ચાર કાસદોને ચાર દિશાએ મોકલાવ્યા અને તેમને ચેતવણી આપી કે "પાંચ દિનના રસ્તા સુધી જઇ દરેકને તે મુદત દરમ્યાન અજાયબ બીના જણાય, દેખાય યા સંભળાય તો તુરત પાછું આવવું."

"તે ચારે કાસદો ચાર દિશાએ જતાં, ચાર દિવસનાં માર્ગપર જઇ પોંહચતાં તેમનીપર ઉંઘે ગલબો કીધો તેથી તેઓ સુઇ ગયા. તે વેળા તે ચાહરોએ અહુરમજદની બરકતથી જૂદા જૂદા સ્વપનાં દીઠા.

"એકે દીઠું કે ઘણો મોટો કુવો છે અને તે મોટા કુવાની આસપાસ બીજા નાહના કુવાઓ સાત છે ને મોટો કુવો ઉભાઇ જાય છે અને તે મોટા કુવામાંથી ઉભરાઇ ગએલું પાણી પેલા નાહના કુવાઓમાં ભરાય છે, તેથી તે સાતે કુવા ઉભાય છે. પછી થોડો વખત રહી તે સાતે નાહના કુવાઓ ઉભરાવા લાગા પણ તે મોટો કુવો તેઓ ભરી શકયા નહિ."

"બીજાએ સ્વપનું દીઠું કે એક નાહની ગાય ઉભેલી છે તેની પાસે તેની માય મોટી ગાય ઉભી રહી પોતાનાંજ બાળકને ધાવે છે."

ત્રીજાએ સ્વપનું દીઠું કે એક મોટો નાગ છે ને તે બે મુખી છે. તે નાગ એક મોહોડે કરડી ખાય છે ને બીજે મોહડે કહે છે કે હું કરડતો નથી ને ખાતોએ નથી."

"ચોથાએ સ્વપનું દીઠું કે એક સુન્નાના સુંદર પીંજરામાં એક સુંદર પક્ષી બેઠેલું છે અને તેની ચાકરી કાગડાઓ તથા બીજાં પક્ષીઓ કરે છે. તે પીંજરામાંનું પક્ષી બહારનાઓને સારાં વચનો કહે છે. પછી કાગડાઓ તેની નોકરી કરતા કરતા ચાપલુશી કરી તે કાગડામાંનો એક કાગડો તેના પીંજરામાં દાખલ થઇ બેસે છે ને તે સુંદર. પક્ષીને બહાર કાઢે છે. તે પછી બહારનાં સઘળા કાગડા એક પછી એક પીંજરામાં દાખલ થઇ તુફાન મચાવે છે ત્યારે તે સુંદર પક્ષી બહાર બેસી જોયા કરે છે ને તેમની મીનતજારી કરે છે. માંહે ભરાયલા કાગડાઓમાં તે પછી કુસંપ થતાં ઘણાક બેજાન થઇ પડે છે."

ઉપલા કાસદોએ એકી વેળા એવા જૂદા જૂદા સ્વપનાં જોઇ એમાં કાંઇક અજાયબી જાણી પાછા દરબારમાં એકી વખતે પાછા આવ્યા અને શાહ ગુશતાસ્પ સનમુખ ચારે જણાએ પોતાના સ્વપનાની બીના કહી. ત્યારે જામાસ્પ વજીરે તેનો ખ્લાસો નીચે મુજબ કીધો.

"પેહેલા કુવાના સ્વનાની તાસીર એ છે કે હાલના વખતમાં બેટો બાપને પાળે છે પણ આખર હજારાનાં વખતમાં એક બાપને ૭ બેટાઓ હોવા છતાં તે સાતેનું પેટ બાપજ ભરશે; પણ જ્યારે તેમનો બાપ ઘરડો થશે ને નાતવાનીને લીધે કોઇ પણ કામ કરવા અશકત થશે ત્યારે બેટાઓને આશરે પડવા જતાં તેઓ તેનું પોષણ કરશે નહિ તથા કરી શકશે નહિ."

"બીજા ગાયનાં સ્વપનાની તાસીર એ છે કે આખર હજારાનો વખત એવો આવશે કે માય પોતાની બેટી પાસે અનીતિ કરાવી તેની કમાઇ પર પોતે ગુજરાન કરશે."

"ત્રીજા નાગવાલા સ્વપનાની તાસીર એ છે કે હવે પછીનાં આવતા હજારાના વખતમાં પાદશાહ તથા હાકેમો તખ્તપર બેસશે ને લાંચ રૂસવત લઇ રૈયતપર જુલમ ગુજારશે. તેઓ ચોર તથા શાહુકારોનું પચાવી પાડી પોતાને ઇન્સાફી રાહે ચાલનાર બતાવશે ને કરના બોજા નાખશે. તેમજ મોટા હાકેમો લાંચ લેશે તેનો ઇન્સાફ થશે નહિ પણ નાહનાઓનો ઇન્સાફ થશે.

"ચોથા સુન્તાના પીંજરાની તાસીર એ છે જે આખર હજારાના જમાનામાં પૈસો તથા આબરૂ અને ધંધો ઉંચી બુનિયાદને હાથથી હલકાઓને હાથ જઇ પડશે. કેમકે ઉંચી બુનિયાદવાલાને ત્યાંના હલકા આદમીઓ શેઠને પ્રતાપે પૈસા મેળવી તેનાજ વેપારમાં હરીફાઈ કરશે. આથી ઉંચી બુનિયાદવાલાઓનો રોજગાર ભાંગી પડશે ને શેઠો નોકરોની ફરમાબરદારી કરશે. તેમજ બધી જાતવાલા તે ચાકરોની સંફમાં મળી રોજગાર કરી હરીફાઇ કરતા જઇ રોજગારને ધુળમાં મેળવશે; તેમાં ઘણુકો પાયમાલ થઇ જશે."



# જાનવરોની ભાષા તથા સારાં માઠાં શુકનની હકીકત.

## કાગડા વિષે—

"ધંધે રોજગારે જતાં, નિશાન અથવા ધજાપર કાગડો બેસી બોલે તો લાભ હોય. જો ગામમાં પેસતાં અથવા સવારી કરતાં નાહની લાકડીની ખુંટીપર બેસીને કાગડો બોલે તો નરસ હોય. જો કામ કરતાં, સ્વારી કરતાં બે ચાર કાગડા સાથે મળી બોલે તો માઠું. જો ગામમાં ઉતરતાં કાગડી બોલે તો લાભ થાય. ગામ જતાં કાગડો શુકા કનકા ઉપર બેસી બોલે તો ખરાબ ને ગામમાં પેસતાં કાગડી બોલે તો માઠું થાય. ગામ જતાં કાગડા સામસામા બોલે તો સારૂં હોય. જો ગામ જતાં કાગડી પાછલ બોલે તો સારાં સગણ ગણાય. ગામ જતાં કાગડી ખેતરમાં બેસી બોલે તો ચીતેલો લાભ થાય. જો કનસલાંપર બેસી બોલે તો લાભ થાય. પણ ઓટલાપર બેસી કાગડી બોલે તો કલેશ કરાવે. જો આરનિઆપર બેસી બોલે તો ભોજન કરાવે, ને જો હથિઆરપર બેસી બોલે તો વધન નડે. ધજા તથા નિશાન ઉપર કાગડી બેસીને બોલે તો મરણ નિપજે. જો કાગડી ફળને ચાંચમાં લઇ માળા અથવા કશી ઉંચી ચીજપર બેસી બોલે તો લાભનાં શુકન સમજવાં. જો કામે જતાં કાગડો મોઢામાં લાલ લુગડું લઇને સામો મળે તો ઘાત કરાવે. જો કાગડો છાણું તથા સુકું લાકડું મોઢામાં ધરીને ડાબી ગમ ઉડે તો આગ લાગે. જો પાછલે પોહરે કાગડા પાંચ અથવા સાત દક્ષિણ તરફ મોહ કરીને બોલે તો ગામ ઉજડ થાય. જો કાગડો સફેદ કપડું લઇને સામે મળે તો ઘણો લાભ કરાવે.

જો કાગડો પૂર્વ દિશામાં બીજે પોહરે બોલે તો લાભનાં શુકન, જો ત્રીજે પોહરે બોલે ને કલોલ કરે તો ધનનો લાભ. ચોથ પોહરે કલોલ કરે તો સારાં શુકન. અગ્નિ ખુણે પેહેલે પોહરે કાગડો બોલે તો માઠાં શુકન. જો બીજે પોહરે બોલે તો ધનનો લાભ કરાવે. ત્રીજા પોહરે બોલે તો કલેશ કરાવે, ચોથે પોહરે બોલે તો મોતની ખબર સંભળાવે. કાગડો દક્ષિણ દિશાએ પેહેલે પોહરે બોલે તો ભલાઇ કરાવે, બીજે પોહરે બોલે તો નાશ કરાવે, ત્રીજે પોહરે બોલે તો કજયો કરાવે ને ચોથે પોહરે બોલે તો વેપાર કરાવે. કાગડો પશ્ચિમ દિશાએ પેહેલે પોહરે બોલે તો ભય ઉપજાવે, બીજે પોહોરે બોલે તો લાભ કરાવે, ત્રીજે પોહરે ધનનો લાભ ને ચોથે પોહેરે બોલે તો ચીંતા ઉપજાવે. જો ઉત્તર દિશાએ પેહેલે પોહરે બોલે તો ભય ઉપજાવે. બીજે પોહરે ધનલાભ કરાવે, ત્રીજે પોહેરે સંતોષ પમાડે ને ચોથે પોહરે બોલે તો વેપાર કરાવે. જો કાગડો ઇશાન્ય ખુણે પેહેલે પોહરે બોલે તો ગુરૂનો લાભ કરાવે, બીજે પોહરે બોલે તો કાંઇ લાભ થાય; ત્રીજે પોહરે કલેશ કરાવે ને ચોથે પોહરે ધનલાભ કરાવે. જો કાગડો વાયવ્ય ખુણે પેહેલે પોહરે બોલે તો દોસ્ત સાથ મેલાપ કરાવે, બીજા પોહરે બોલે તો સુખની નિશાની આપે, ત્રીજે પોહરે બહાર મિજબાનીમાં મોકલે ને ચોથે પોહરે બોલે તો સંતોષ પમાડે. જો કાગડો નઇરૂત્ય ખુણે બોલે તો રોગ વધારે, બીજે પોહરે બોલે તો મિત્ર સમાગમની નિશાની, ત્રીજે પોહરે ધનના લાભની નિશાની, ને ચોથે પોહરે દોસ્તનાં મિલાપની નિશાની."

"વરસાદમાં કાગડાઓ જે માળા બાંધે છે તે ઉપરથી વરસાદ થોડો અથવા ઘણો પડશે તે માલમ પડે છે." જેમકે—

"જો કાગડો પૂર્વમાં માળા બાંધે તો વરસાદ થોડો પડે, જો દક્ષિણમાં બાંધે તો વરસાદ બરાબર નહિ વરસે. જો નૈઋત્ય ખૂણે બાંધે તો વરસાદ મોડો પડે, પશ્ચિમે ડાંખળીપર બાંધે તો વરસાદ થાડુ વરસે ને સુકાળ થાય. જો ઉત્તરમાં બાંધે તો અનાજની ઘણી ઉત્પત્તિ થાય. જો ઇશાન્ય ખૂણે બાંધે તો પ્રજા સુખી ને આબાદ થાય. જો અગ્નિ ખૂણે બાંધે તો વરસાદ થોડો વરસી દુકાળ પડે."

**કાગડી** જો પૂર્વ દિશામાં બોલે તો ભયનાં શુકન, દક્ષિણે દુ:ખનાં શુકન, ઉત્તરે સારી બીના સંભળાવે, પશ્ચિમે બોલે તો લાભ કરાવે. અગ્નિખૂણે બોલે તો આગનો ભય ઉપજાવે, નૈઋત્ય ખૂણે બોલે તો કામ કરાવે, વાવ્ય ખુણે બોલે તો લાભ કરાવે, અને ઇશાન્ય ખુણે બોલે તો શેહેરમાં ભય ઉપજાવે.

**કાગડાની બોલીના** શબ્દોની બીના એ છે જે—કાગડા કરાં, કરાં, કરાં, કરાં બોલે તો લાભની નિશાની સમજવી, તેમજ તે વેળા વરસાદ સારો વરસી સુકાળ થાય જો કા—કા—કા—કા—એવા શબ્દો બોલે તો દુ:ખ ઉપજાવે. જો કુ—કુ—કુ—કુ—એવા શબ્દ ઉચ્ચાર કરે તો ઘણોજ લાભ કરાવે. જો લૉ—લૉ-લૉ—લૉ—એવો શબ્દ કરે તો માહા દુ:ખ ઉપજાવે. જો કલી, કલી, કલી એવા શબ્દો કાઢે યા કાં—કાં—કાં—એવો અવાજ કાઢે તો ઘણો લાભ કરાવે. જો ફૂરરર—ફૂરરર—ફૂરરર એવા શબ્દો બોલે તો નુકસાન કરાવે, તથા માઠી ખબર સંભળાવે. જો કૉ—કૉ—કૉ—કૉ એવા ઉચ્ચારથી શબ્દો કાઢે તો સારી ખબર સંભળાવે.

**સરદ્દો તથા ઘલોડી.—**

"જો સરદો તથા ઘલોડી તાલેવંતના માથાપર પડે તો ધન જાય પણ જો દલીદરને માથે પડે તો તેનું દલદર ફીટે. જો પીઠપર પડે તો ભાઈની હાન થાય, જો પેટ ઉપર પડે તો અવેજ જોવડાવે, જો ગલાંપર પડે તો લાભ થાય, જો જમણી બાજુપર પડે તો કોઇ સગો આવી મળવાની નિશાની. જો ડાબી બાજુ પડે તો ધન લાભ કરાવે, જો જમણા હાથપર પડે તો રોજીમાં લાભ કરાવે, જો હાથની પુઠપર પડે તો હાન કરાવે. જો કમરપર પડે તો વસ્ત્ર પેહેરાવે. જો ડાબા પગની જાંગપર પડે તો છોકરીનો ને જમની જાંગપર પડે તો છોકરાનો લાભ થાય."

"જો ઘલોડી પીઠ ઉપર પડીને હેઠે ઉતરે તો ધણી હાન કરાવે. જો ઉંઘમાં સુતો હોય ને તેને કોઇ કહે કે તારા દિલપર ઘલોડી પડી તો તેની ૬ માસની ઉમર ઘટે. જો ઘલોડી પેહેલા પોહરે માથાપર જુવે તો સુખ હોય, જો બીજે પોહરે જમણી બાજુ-પર પડે તો સુખ ઉપજાવે. જો ડાબી બાજુપર પડે તો ગુસ્સો ઉપજાવે. જો જમણા હાથપર પડે તો રોગ ઉપજાવે, તથા વસ્ત્રહાન કરાવે, જો ત્રીજે પોહરે પીઠપર પડે તો રોગ ઉપજાવે, જો જમણા પગપર પડે તો હાન કરાવે, જો ચોથે પોહરે માથાંપર પડે તો તે ધણીનું મરણ નિપજે, જો કપાળપર દેખે તો સુખ ઉપજાવે.

## જૂદા જૂદા જાનવરોના શુકન.

"નોળીયો, મોર–વગેરે જાનવરોનાં શબ્દ સાંભળીયા હોય તથા તેને દીઠાં હોય તો લાભનાં શુકન. જો વાંદરો રસ્તે ચાલતાં જમણી બાંજુ દીઠેલો સારો છે, પણ કોઇ અવાજ કરે તો નરસ

સમજવું. ભુંડ તથા રીંછ દિઠામાં આવે તો નરસ છે, તેથી કામે કાજે જવું નહિ."

"કુતરો—દિવસ ઉગતાં પૂર્વમાં બોલે તો માઠાં શુકન. પેહેલે પોહરે બોલે તો ખરાબ વાત સંભળાવે, બીજે પોહરે ગામમાં જતાં કુતરો ભસે તો ચોરનો ભય ઉપજાવે. જો ત્રીજે પોહરે દક્ષિણે પાણી નજદીક ઉભો રહી ભસે યા રડે તો સારાં સગન સમજવાં. જો ચોથે પોહરે ભસે તો નરસ હોય. જો કુતરાને છાણુ તથા હાડકું મોમાં લેતાં દીઠો હોય તો માઠાં શુકન કહેવાય, પણ બાહાર જતાં સામો મળે તો સારાં શુકન કહેવાય."

"ગધેડા—ગામ યા હરેક કામે જતાં સામો મળે તો લાભ કરાવે. જો સામે ડાબી બાજુએ ભસે તો ચિન્તા ઉપજાવે, પણ જમણી બાજુએ ભસે તો લાભ કરાવે."

"જળકુકડી—ગામ જતાં પાણીમાં બોલે તો લાભ હોય. પણ પાણીની બહાર નિકળી બોલે તો માઠાં શુકન સમજવાં.

"પોપટ—હરેક કામે જતાં જમણી બાજુએ બોલે તો સારાં શુકન, પણ ડાબી બાજુએ બોલે તો માઠાં શુકન કહેવાય."

"મેના—કામે કાજે જતાં જમણી તરફ બોલે તો સારાં શુકન પણ ડાબી તરફ બોલે તો માઠાં શુકન. મેના પીઠ પાછળથી ઉડે તો મિત્ર મળે."

"બુલબુલ—ગામ તરફ જતાં જમણી તરફ આવે તો સારાં શુકન, ડાબી તરફ દેખાય તો વેહવાર કરાવે પણ આડું જમણી તરફ ઉતર્યું હોય તો ઘણું સારૂં હોય."

"મોર—ગામ જતાં એક શબ્દ બોલે તો લક્ષ્મિનો લાભ કરાવે. બે શબ્દો બોલે તો શરીરને સુખશાંતી મળે, ત્રણ શબ્દો બોલે તો એકલો રાહે જાય. ચાર શબ્દ બોલે તો રાજ્યલાભ થાય, પાંચ શબ્દો બોલે તો સારાં શુકન. જો મોર નાચતો દેખાય તો ઘણો લાભ કરાવે."

"ઘુવડ—ગામ જતાં ડાબી બાજુ ઉડે તો લાભ કરાવે, જમણી બાજુ દેખાય તો ભય ઉપજાવે. જો પાછળ બોલે તો વેરી હાથમાં આવે, પણ સામે બોલે તો લાભ કરાવે; પણ વખતો વખત ઘણું બોલે તો ઘણાં દુશમનો ઉપજાવે. જો ઘુવડ સાત દિવસ સુધી ઘેર ઉપર બેસીને બોલે તો તે ઘેરધણીનું મોત નિપજે; પણ જો ત્રણ દિવસવેર બેસી બોલે તો ચોરો તે ઘરમાં ચોરી કરે."

"હોલું—કાળા કંઠવાળું જો જમણી ગમ બોલે તો લાભ કરાવે, જમણી બાજુ જોય તો શત્રુ ઘાત હોય, ને ડાબી ગમી બોલે તો ભય ઉપજાવે ને જમણી ગમ બોલે તો લાભ કરાવે."

"ભમરો—પુલપર બેઠેલો જોવામાં આવે તો લાભની નિશાની. જો રાતા મુખનો ભમરો જમણી ગમી ઉતરતો જણાય તો સારૂં."

"હાથી—ગામ જતાં સુંઢ ઉંચે ધરીને માથાં પર મેલી આવતો દિસે તો લાભ હોય. ડાબા દાંતપર સુંઢ મુકીને આવે તો મધ્યમ લાભની નિશાની."

"ઘોડો—પોતાને ઠેકાણે જમીનપર પગ ખખડાવે અને જમણી તરફનું બદન દાંતે ધવડે તો કામ સિદ્ધ થવાની નિશાની; પણ ડાબી ગમનુ બદન ધવડે તો કલેશ થવાની નિશાની."

"ઉંટ—જો ગામ જતાં ડાબી ગમ બોલતો જણાય તો કલેશ ઉપજાવે."

"બળદ—ડાબે પગે તથા ડાબા શિંગે ખણે તો લાભ તથા સુખ હોય, અને જમણા પગે તથા જમણે શિંગે ખણે તો સુખ કમ મળે; જો બળદ તથા ભેંસને એક ખેતરમાં ચરતાં દેખે તો ગામ જવું નહિ, નહિ તો જીવની હાની થાય."

"ગાય—ગામ જતાં ડાબી બાજુએ વાછરડો ધવાડતી દેખે તો લાભ હોય, જમણી બાજુએ પોકાર મારતી જણાય તો માઠાં શુકન."

"બિલાડી—ગામ જતાં મોહ સામે બોલે તો સારૂં હોય, પણ આસે પાસે બોલે તો માઠાં શુકન. જો પાછળથી ફરી જાય તો સારી હોય, પણ આગળથી ફરી જાય તો નરશી. તેમાં જો જમણી તરફથી ફરી જાય તે સારી ને ડાબી ગમથી ફરે તે માઠાં શુકનની નિશાની."

"હરણ તથા સાબર—જમણા હાથ ઉપરથી જાય તો સારાં શુકન, જો હરણ એખલું ડાબી ગમથી જાય તો ભલું જાણવું. જો હરણ શિંગ વડે માથું ધુણાવે તથા લેટે અથવા ડાબી ગમી જાય તો લાભ કરાવે. જો ગામ જતાં તથા ઘરમાં પેસતાં 'તિત્તર' જમણી તરફ બોલે તો લાભ ને ડાબીગમ બોલે તો માઠાં શુકન જાણવાં."

"છિંક વિષે—જયારે છિંક આવે ત્યારે એક "યથા અહૂ વઇરયો" ને એક "અષેમ વોહૂ" તથા નીરંગ પઢવી. જયારે સ્વારી કરીને ઘેરથી બહાર નિકળીએ તે વેળા જો કોઇ પૂર્વ દિશાએ છિંકે તો તે અપસગન સમજવા. આથી તે વેળા સારાં કામ

કરવામાં ખલલ થાય. ઘેરથી નિકળતાં જો કોઇ અગ્નિ ખુણે છિંકે તો સારૂં ફળ મળે. ઘેરથી નિકળતાં જો કોઇ દક્ષિણ દિશાએ છિંકે તો નુકશાન કરાવે, ને જો નૈઋત્ય ખુણે છિંકે તો પ્રદક્ષિણા કરાવે. જો પશ્ચિમે છિંકે તો લાભ કરાવે. વાયવ્ય ખુણે છિંકે તો સ્ત્રી લાભ કરાવે ને સારાં કામમાં જશ મળે.

ગામ બહાર જતાં ઉત્તરે છિંકે તો કલેશ કરાવે. જો ગામ બહાર જતાં ઇશાન્યે છિંકે તો ધનલાભ કરાવે. જો ગામ જતાં માલ ઉપર છિંકે તો લાભ કરાવે. જો બહાર જતાં પોતે છિંકે તો નરસ હોય, પણ જો તે વેળા જાનવર છિંકે તો સારૂં હોય. બહાર જતાં કોઇ સામું છિંકે તો નરસું ને પાછળ છિંકે તો સારૂં હોય.

——:o:——

## બીનોઈ ઇનસાફનું પ્રકરણ.

"જે ધણી કોઇ અશો મરદને મારી નાખે યા ખુવાર કરે, આતશ તથા પાણીમાં નશો નાખે અને કોઇને નશો તથા પલિદી ખવાડે, કોઇની ચુગલી કરે ને ખલકને દુઃખ દીયે, બેહેદીન થઇ દસ્તુર મોબેદો ઉપર હુકમ કરે અને વડા તથા બુજોર્ગ આદમીની સામુ બોલે, કોઇની મશ્કેરી કરે, કોઇને સતાવી દુઃખ દે, લડાવવાનું કરે, કુસ્તી કાઢી નાખે, આતશને બુજાવે, સદરા કુસ્તી વિનાં ફરે, સ્ત્રીને બળજોરીથી નહસાડે, કાજ ભાંજવાનું કામ કરે, જ્યાં ખેતીવાડીનું કામ થતું હોય ત્યાં આડો પડે, સગદીદ કીધા વિનો નશાને અડકે, હરેક વાતે શુગરાનાં નહિ કરે, કોઇપર જુઠું બોહતાંન જોડે, કોઇ તરફથી જુઠી સાક્ષી પુરે, સાચ્ચાંનો ઇનકાર કરે, કોઇનું સારૂં જોઇ નહિ શકતાં અદેખો બને, મુવા આદમીની

માલમતા તેના વારસોને નહિ આપે, હરામનો માલ પચાવે, સ્ત્રીને કબુલાત આપી બેવફા બને, જુઠાઇ ને કીનો અંતરમાં ધરાવે, બદ કરમને ઉત્તેજન આપે, જાદુઇ તથા બુતપરસ્તીનાં કામો કરે અને દરવંદના હાથનું ખાય, ભલી દીનનાં દસ્તુર, એરવદ તથા બેહેદીન પરજાતનાં હાથનું ખાય, પોતાનાં માતપિતા તથા ઉસ્તાદને નાફરમાન નિવડે, દસ્તાનની અભડછેટની દરકાર નહિ કરે, લાંચ રૂશવત લીયે; એ સર્વે ગુન્હા મોટા છે, ઉપલા જે ગુન્હા કરે તેને મરગરજાન ગુન્હા લાગે. તેની શિક્ષા ૩૦૦ વર્ષ દોજખનાં આજાબમાં કેદ થવાની છે."

"જો કોઇ વચન આપી બેવચન નિવડે તેને ૭૦૦ વર્ષ દોજખની શિક્ષા થાય છે." જો કોઇ આદમી વડાઓની રાહ રસમી અને દીનની ઉપર ચાલે અને તે ચાલથી ફરે તો તે આદમી ૮૦૦ વર્ષ દોજખનો આજાબ ભોગવે. જો કોઇ માણુસ ખુશીથી તલાવ યા કુવાનું પાણી વપરાસમાં લેવા કહીને પછી તે આદમી પાણી નહિ લેવા દીયે તો તેને ૭૦૦ વર્ષ દોજખ ભોગવવું પડે છે. કોઇ મોબેદને હરેક કાંઇ ચીજ આપવા કહીને પછી નહિ આપે ને બીજાને આપે તો તે આદમી ૧૦૦૦ વર્ષ સુધી દોજખનો આજાબ ભોગવે. જો કોઇ લગન કરવાનું હા પાડી ફરી જાય, સાગેર્દ પોતાના ઉસ્તાદને નાફરમાન નિવડે, એરવદ કરવાની કબુલાત આપી કરાવનાર ફરી જાય તો તેને ૯૦૦ વર્ષ દોજખનો આજાબ સેહેવવો પડે."

## બાકી જગતમાં ગુન્હાની સજા—

"જે ઇન્સાન ચોરીનો ગુન્હો કરે તેને ૩૩ દિવસ સુધી ચાબકા મારવા જોઇએ, ને લુટારાની ગરદન મારવી જોઇયે. જો કોઇ ચોર બીજાનું ઘર ફાડે તો તે ઘેર ફાડનાર આદમીના હાથ કાપવા રવા છે.

જો કોઇ આદમી હંમેશાં ચોરી કર્યા કરે તો તેની આંખ ફોડવી રવા છે, અને તે માણસને ત્રણ દિવસ સુધી ચાબકાનો માર મારવો. જો કોઇ આદમી કોઇની કાંઇ વસ્તુ લીયે ને નામુકર જાય પણ તેનો ગુન્હો સાક્ષી પુરાવાથી પુરવાર થાય તો તેને પ્રથમ ૧૫ ચાબકા મારી ૨૦ દિનારનો દંડ કરવો ને તે દંડ દીનના કામમાં ખરચવો. ખુનીને તેનો ઇન્સાફ કરી પતેત કરાવી ગરદન મારવો ને તેને પથ્થર મારવા. જો કોઇ આદમી જુઠું બોલે તો તેને ૭ દિવસ વેર પાંચ ચાબકા મારવા, તેને મીજલસથી બાતલ કરવો, તથા તેના પાસે ગાહમબાર યા કાંઇ દીનનું કામ કરાવવું. જુઠા સોગન ખાનારની જબાન કાપવી ઘટે છે. જો કોઇ બીજાપર જુઠું બોહતાન જોડે તો તેને ૭ દિવસ સૂરજનાં તાપમાં ઉભો રાખવો ને ચાબકાથી મારવો. જો કોઇ વચનથી બેવચની નિવડે તો તેને ૧૦૦૦૦ ચાબકા મારવા, તેને પતેત કરાવવી, ૨૫ દિનાર દંડ લઇ દીનના કામમાં ખરચવી. જો કોઇ સદરા કુસ્તી વિનાં ડગલાં ભરે, જોડા પેહેર્યા વિના પીશાબ કરે, એક પગ ઉઘાડો રાખી ચાલે તો પેહેલે પગલે ૧૦૦ બકરી ગાયનું દુધ સુકાય છે ને બીજે પગલે ૨૦૦ નું દુધ સુકાય છે. એ પ્રમાણે ચાર પગલાં ઉપર ચાલતાં ચારે દિશાનાં ઢોરોનું દુધ સુકાય છે; માટે તેવા ગુન્હેગારને ૩૫ દિવસ ચાબુકનો માર મારી ૧૧ દિનાર દંડ કરી તે દિનાર ફરેસ્તાને નામે ખર્ચવા."

"જો કોઇ અથડામણ કરે તેને ૫૦૦ નેતરના ફટકા ઘટે ને ૩૦૦ દિનારનો તેને દંડ ઘટે છે. જો કોઇ દસ્તુર યા એરવદની સામે બોલે તેને ૧૦૦૦૦ ચાબકા મારવા ઘટે છે. જો સામો ધણી આ શિક્ષાથી સંતોષ નહિ પામે તો બીજાં ૧૦૦૦ મારવા,

ને જો પછી તે સંતોષ પકડે તો તેની પાસે પતેત કરાવવી, તથાં ૭ દિનારનો દંડ કરવો. જો કોઇ સાગેર્દ પોતાના ઉસ્તાદ સામે બોલે તો, અને કરાર કીધો હોય તે તોડે તો તે સાગેર્દ ૯૦૦ વર્ષ દોજખ ભોગવે, પણ જો તેની તોજેશ ૧૦૦ દિનાર ગુન્હેગારી દાખલ દંડ કરી લઇ સવાબમાં ખર્ચે તો તેને અંજુમનથી બે માસ દુર રાખે. જો કોઇ અડકાયલી ઓરત, ચેરાગ, ખુરશેદ, આતશ, માહાતાબ, સેતારા, આસમાન, ઉરવર, ગોસપંદ તથા દરેક નૂરી ચીજો સામે જોય યા પાસે જાય તો તેને ૨૮ ટાંક ભાર ગુન્હા લાગે, પણ જો તે આતશથી ત્રણ દગલાં દૂર રહે તો તેને ૧ તનાપુર ગુન્હા લાગે. જો દસ્તાનવાલી ઓરત આતશને હાથ લગાડે તો તેણીને '૨૨૫' તનાપુર ગુન્હા લાગે; પણ જો તે વેહેતાં પાણી સામું જુવે તો તેને ૨૮ તનાપુર ગુન્હા લાગે. જો દસ્તાનવાલી ઓરત વર્સાદમાં બાહાર જાય તો તેને દરેક છાંટે તનાપુર ગુન્હા લાગે.

માસીક માંદગીમાં બેઠેલી ઓરતનો એટલો મ્હોટો ગુન્હા લખેલો છે કે જ્યારે ઓરત દૂર બેસે છે ત્યારે નાપાક અહેરેમન પાપીએ એક બુરો તથાં નાપાક દેવ દસ્તાનની રખેવાળીને માટે પેદા કીધો છે, તે દેવનું નમ "પેતીઆરે" છે, ને તે દેવ તે સ્ત્રી સાથે રહે છે, તેથી જો તેવી ઓરતની નજર મરદની ઉપર પડે તો તે મરદની અક્કલ તથા હોશ કમ થઇ જાય છે, અને જો તેની નજર કોઇ બરસનુમ લેતા મોબેદપર પડે તો તેનું બરસમ ભાંગે. દસ્તાનવાળી ઓરતની તોજેશ એ છે જે દરેક ચીજની ઉપર જો તેની નજર પડે તો, તે ઓરત જ્યારે પાક થાય ત્યારે તેણીને ચાબકા ૧૦ મારવા ને ૧૮ દેરમ દંડ કરવો તથા પતેત કરાવવી. આવી

ઓરતને વાસી અને થોડું ખાણું આપવું, તથા તેણીને અંધારી જગ્યામાં રાખવી ને તેની પાસે ખુબ પરહેજગારી કરાવવી."

"જો આદમી પોતાનાં નખ બાલને પરહેજ નહિ કરે તેને ૨૮ ટાંક ગુન્હા લાગે માટે તેને ૧૦ ચાબકા મારવા, ને ૮ દેરમનો દંડ કરવો. જો કોઇ આતશ ઉપર ફુંક મારે તો તેને ૨૮ ટાંક ગુન્હા લાગે તેથી તેને ૫૦ ચાબકા મારવા ને ૧ દિનારનો દંડ કરવો તથા તેની પાસે પતેત કરાવી આતશને બોય દેવડાવવી."

---

# જામાસપિનું-ફાલ નામું

જામાસ્પ વજીરની બનાવેલી ફાલની સમજ એ છે, કે જેને ફાલ જોવી હોય તેણે પાક યજદાનનું નામ લઇ, નેક નિયતે "ફાલ ચક્રમાં" આંગળી મુકવી, ને તેમાં જે આંકડો આવે તે નીચે લખેલા આંકડાવાળી તાસીર વાંચવી. (યથા અહૂ વઇરીયો તથા અષેમ વોહૂ એક પઢીને જોવું.)

અંક.

૧૧ આ ફાલથી મનની મુરાદ મળશે, ધનની વૃધી થશે, મનમાં પ્રચ્છેલું સફળ થઇ સંતાપ ટળશે અને જે ચીત્યું હશે તેમાં ફતેહમંદી સાથ લાભ પામશે.

૧૧૧ આ ફાલના ધણી તું ખુદા પાસે જે માંગે છે તે તું પામશે, અને તારા કામમાં તું સફળતા સાથે માન પામશે, તારો ગ્રહ શ્રેષ્ટ (ભેસપતી) છે.

૪૧૧ તેં જે અંદેશા માટે ચીંત્યું છે તો સબર ધર કે સેવટે સંતોષ પામશે. માટે દાદગરના શુકર કરતો રહેજે.

૩૧૧ તારૂં ચીંતેલું કામ તારા દિલની ઇચ્છા પ્રમાણે સફળ થશે. ગમગીન કે દુ:ખી ના થા, કેમકે તારો વખત સુખચેનનો આવી પોંહચ્યો છે. હવે તારા દુ:ખો દૂર થશે ને તું તારી મુરાદે પોંહચશે.

૨૧૧ આ ફાલના ધણી તું ધીરજ ધર, આ કામમાં મેહેનત ના કર, કેમકે એમાં કોઇ ફાયદો નથી. ખુદા પર સબુરી ધર કે તને મદદ કરશે.

૧૫ તું જે ચીંતા કરે છે તે દફે થશે ને તારૂં કામ પાર પડશે. તું એકાએક (ગેબથી) સારી ખબર સાંભળશે. તારૂં કામ સર્વત્ર પ્રકાશિત થઇ તું ખુશ મુબારકબાદીઓ પામશે.

૧૨ તને એમાં લાભ થશે અને તારી બિહીક તથા ચીંતા દફે થશે, પણ તે પાંચ દિવસ વેરમાં બનશે એમ સંભવ છે. તને ચિંત્યો લાભ એકાએક થશે. તું ઘણીનો ઉમેદવાર રહેજે કે તને ફત્તેહપીરોજી હાંસલ થશે.

૧૧૨ તને ઘણી ખુશખબરો તથા ન્યામત મળશે તેમજ તને આપબળથી મેળવેલી (હલાલ) રોજી મળી મુરાદે પોંહચશે. તને જે પણ કામે જવું હોય ત્યાં જલદી જા, કે લાભ થશે. તારો સેતારો શુક્ર (શ્રેષ્ટ) આવ્યો છે માટે સારૂં છે.

૩૨૩ તું ખુશી થા કેમકે તારી
તું તારી દયાનત પાક રાખી ખુદા પાસે દુવા કર કે ફત્હે પામે.

:૨૩ તું આવતી આફતોથી બચવા માટે સહનશીલતા ધરજે, અને તું જે મનમાં ઇચ્છે છે તેથી વેગળો રેહેજે, કેમ જે આ કામમાં બરકત નથી. એ કામમાં પડશે તો દુ:ખી થઇ વિપત્તીમાં ફસાશે માટે ધીરજ ધર.

.૩૨ તારા જે દહાડા ભારી ગયા છે તે ખુદાતાલાએ નીગાહમાં રાખ્યા છે, માટે તેં મનમાં જે ચીંત્યું છે તે કરજે, કે તારી મુશકેલી ટળી ખુશહાલી સાથે આરામ પાંમશે.

૬૧ તું ખુદા ઉપર ઉમેદ બાંધજે કે તે તારી ઇચ્છા બર લાવશે, ને તારૂં ચીંતેલું સફળ કરશે.

૩૧ તારા મનમાં જે છે તે ઘણું શુભ છે માટે મેહેનત કરજે કે લાભ પામશે.

.૩૩ આ ફાલ જોનાર ધણી, તેં જે ચીંત્યું છે તે માટે થોડા દિવસ સબુરી ધરજે, કે તે પછી તારૂં કામ સિદ્ધ થશે. લેણદેણમાં ધીરજથી કામ કરજે. આ મહિનો ભારી છે તેથી આ માસમાં કામ ના કરતો.

'૩૩ તારૂં ચીંતેલું સફળ થશે ને તારા વેરી ઉંધા પડશે. તને જે ગામ જવું હોય ત્યાં ઉતાવળે જા કે લાભ પામશે.

૩૩ તું ખુશહાલ થશે. તને દૂરની મેહેનતથી એક ચીજ આવી મળશે તેથી ફાયદો પામશે. તને મુસાફરી લાભકારક છે.

૩૩ તેં ચીંત્યું છે તે મુરાદે પોંહચશે અને સારી વધામણી સાંભળશે. ચીંતેલું કામ કર કે તેમાં લાભ થશે અને મોટાંઓની આગળથી ફાયદો મેળવશે.

૪૩ તારૂં ચીંતેલું સિદ્ધ થશે. તેમાં તને લાભ છે માટે સખાવત કર કે ભલું થશે.

૩૨ તેં જે કારજ ચીત્યું છે તેમાં લાભ નથી માટે ૧૬ થી ૧૭ દિવસ સબર કર કે તે કામ સુધરશે.

૧૩૪ તારી મુરાદ હાંસલ થશે. તારી ઉમર ખુશી ખુશહાલીથી ગુજરશે અને ખુબીથી મનની મુરાદ પામશે.

૪૩૪ તારો દુશમન તારીપર વેર લેવાનું કરે માટે તેના મક્કર હિલાથી દૂર રહેજે અને ખુદા પાસે સારૂં માંગ કે ફાયદો થશે. તારો દુશમન બળીયો છે માટે સંભાળ.

૩૩૪ તું દુશમનથી ના બિહીતો પણ ખુદાતાલા પર ઉમેદ રાખી તેની બંદગી કરજે કે સંતોષ પામશે. બુરાઇથી દૂર રહેજે કે ઇશ્વર સર્વ સંકટ ટાળશે પણ તારા જીવને તપાશી રાખજે.

૨૩૪ તારી મુરાદ ખુદાતાલાથી પોંહચશે, તેથી બંદગી ચાલુ રાખ. સફર જવાનું નહિ થશે તો પણ જલદી જા કે લાભ પામશે.

૬૩ જે કામ તેં ચીંત્યું છે તે થશે. તેમાં લાભ સાથે યશ પામશે માટે મેહેનત કર ને ફીકર ચીંતા છોડી દે.

૩૩ જે તેં ચીંત્યું છે તે થશે અને તેથી જીવને હરખ મળી લાભ થશે.

૧૪૧ તારી ફાલ સારી અને તારૂં કિસમત ઘણું જોરાવર છે. તારા ઘરમાં ખુશાલી સાથે ફરજંદોની વૃદ્ધિ થશે. તેમજ બરકત જોશે. આ મહિનો ને રોજ તને મુબારક છે.

૪૪૧ જે તેં ચીંત્યું છે તે સફળ થશે. આ કામથી ઘણો ફાયદો પામશે તેથી ખુદાતાલાની બંદગી કરવી ચાલુ રાખજે.

૩૪૧ જે તેં ચીંત્યું છે તેથી થોડા દિવસ વેગળો રેહેજે કેમકે ખુદા તારી તે મુશકેલી ટાળશે; પણ જીવને તપાસતો રેહેજે.

૨૪૧ તેં જે કામ ચીંત્યું છે તે માટે થોડા દિવસ સબુરી કર અને ધરમ કર તથા ખુદાતાલાની જનાબમાં ઘીનો દીવો કર કે તારૂં કામ જલ્દી સફળ થાય. તારા દુશમનો જેર થશે ને તું તારી મનની મુરાદે પોંહચશે માટે થોડી ધીરજ ધર.

૫૪ આ તારૂં ચીંતેલું કામ પાંચ દિવસ સુધી કરતો ના, પણ ધરમ કર કે તેનું ફળ પામશે.

૩૪ તારા મનમાં ધારેલું મળશે પણ ૧૦ દિવસ ધીરજ ધર કે પછી સુધરશે. તું કુટુંબીઓમાં વિશ્વાસ ના કરતો.

૧૪૨ તું તારી મુરાદે પોંહચશે તે કામ સફળ થશે. તું કોઇને બુરૂં ના બોલતો. દુશમનથી બિહીતો રેહેજે કે સેવટે તારી જીત થશે.

૨૨૪ તને ઇજ્જત મળી દુઃખ ટળશે; સગાઓમાં મેલાપ થશે. મનમાં ચીંતેલું ફળ પામશે ને દુશમન નેહેસ્ત થશે.

૪૪૨ તારા મનમાં જે ધારેલું છે તે ખુદાતાલા આપશે. ભલાં કામો જો કરવાં હોય તો ઉતાવળે કર.

૩૪૨ આ કામમાં ઉતાવળ ના કરતો, કેમકે એમાં લાભ નથી; માટે મેહેનત ના કરતો તેમજ કોઇ સાથે બોલતો ના.

૨૪૨ દુશમનથી બિહીતો ના. તે પરવરદેગારની બક્ષેશથી સારૂં થશે માટે તેં જે ચીંત્યું હોય તે કર કે ઇચ્છા સફળ થશે.

૬૨ તારો સિતારો મધ્યમ છે માટે ચીંતેલું કામ ના કરતો, કેમકે તેમાં લાભ નથી.

૩૫ તને સારી ઇજ્જત મળશે ને સારો સંગ થશે. જે દાવાદાર તારૂં બુરૂં ઇચ્છે છે તેજ તને ફળશે.

૧૪૩ તેં જે મનમાં ચીંત્યું છે તેના દિવસ ફીકર ચિન્તાનાં છે, માટે ધીરજ ધર. તારા મનમાં ગમ છે માટે ખુદાતાલાના શુકર કર કે તારૂં કામ સફળ થાય.

૪૪૩ તારા મનમાં જે ચીંત્યું છે તે સિદ્ધ નથી. જો બળ કરશે તો તારા વેરીઓ ઉભા થશે તેથી આ વાતથી દૂર રેહેજે.

૩૪૩ થોડા દિવસ સબુરી કરજે કેમકે કારજ સિદ્ધ નહિ થશે. ને જો ચીંતેલું કામ કરશે તો હાની પામશે માટે ખુદાને યાદ કર.

૨૪૩ તારૂં કામ અટકયું છે તે ચાલશે અને ખુશહાલી સાથે જે કાંઇ માંગશે તે ખુદા પાસેથી મળશે.

૪૪ તારા મનમાં જે ચીંત્યું છે તેમાં લાભ થશે ને સગામાં સારૂં થશે.

૧૪૪ જે તેં ચીંત્યું છે તે માટે થોડા દિવસ ધીરજ ધર અને ખુદાની બંદગી કર કે કામ સુધરશે. તું ખુશહાલીમાં છે પણ માહેતમ છે.

૪૪૪ તારૂં ચીતેલું સિદ્ધ થશે અને મનની મુરાદે પોંહચશે માટે મેહેનત કર કે લાભ થાય.

૩૪૪ તારો અંદેશો ટળી ખુશહાલી પામશે. મેહેનત ના કર કેમકે દલગીરી પોંહચશે; પણ મકસદને ઠેકાણે આબરૂ મેળવશે.

૨૪૪ ફિકર ચિન્તા દૂર કર કેમકે તને ખુશહાલી પોંહચશે ને તારા દુશમનો જેર થશે. હાલ તું ખુદાની બંદગી કર કે તારૂં કામ સુધરશે.

૫૩ આ જગે કામની વૃધી જોશે પણ ધીરજથી કામ કરજે નહિ તો થોડો લાભ પામશે.

૪૧૨ એ ફાલનાં ધણી તું ખુદાપર સબર પકડજે, નાઉમેદ થતો ના. જે નેઅત કરેછે તે તારી મુરાદે પોંહચશે પણ દિન પાંચ સબર કરજે.

૩૧૨ તું જે ફકર કરે છે તે ખરી છે માટે તું પરહેજગારી કરજે. ભલાંની દોસ્તી કરજે ને બુરાઓથી દૂર રહેજે તો સારૂં થશે. પણ એ કામ સારૂં નથી.

૨૧૨ તારે માટે ખુશ ખબર છે, તને ખુશાલી અને ન્યામત પોંહચશે. દુશમનીથી બિહતો ના. તારૂં કામ સિદ્ધ થશે.

૪૫ તને મુબારક સુખ મળશે. તારે હાથે ચીજ આવશે. તું મેહેનત કરજે કે લાભ થશે.

૧૩ તાહરો વિચાર તથા અંદેશો છે તે ફળશે. કાંઇ વસ્તૂ ગઇ હોય તે તથા હરએક વસ્તૂપર ઉમેદ રાખે તે મળશે.

કોઇએક તારે માટે માઠું ચીંતે છે તેથી તને નુકસાન નહિ થશે ને લાભ તથા ફત્તેહ છે.

૧૧૩ તાહરો અંદેશો એટલા માટે છે કે કોઇ થોડી વસ્તુ ગઇ હોય, અથવા હરએક ચીજપર તને ઉમેદ હોય, તો તે તુરત આવી મળશે. કોઇ તારે વિષે બુરૂં ચીંતે છે પણ તેથી તને કાંઇ થશે નહિ, ને તાહરો દુશમન ટળશે અને લાભ તથા ફત્તેહ થશે.

૪૧૩ જે તેં ચીંત્યું છે તે મોરાદ પામશે, પણ શિતાબી ના કરતો, સબુરી કરજે, કેમકે વાત ભારી છે.–એ કામ ના કરતો.

૩૧૩ તું ગમગીનીથી બહાર આવ્યો છે અને નરશ છે તેથી તું એ કારજ ના કરતો કેમકે સારૂં નથી.

૨૧૩ એ ફાલનાં ધણી તને વધાઇ મળશે, અને જે જગોની તું ઉમેદવારી કરે છે તે ઉમેદ અને હરખ તથા વધાઇ સાથે મલશે, અને રોજીની વૃદ્ધિ થશે, તું દોલતને પોંહચશે; તેથી તું શુકરાના કરજે કે તને ઘણું સારૂં થાય.

૪૧ તાહરી ધાસ્તી ટળશે, સુખ પામશે અને મનની ચીંતા ભાંગશે; પણ તું દિવસ પાંચ યા સાત સબુરી કરજે, પછી તાહરૂં કામ સિદ્ધ થશે.

૧૪ તું હરએક ખબરથી ખબરદાર થજે કેમકે ખુદાએ તને તમામ બલાથી બહાર કાઢયો છે, તેથી કેટલાક દિવસ સબુરી કર, સબુરી કીધાથી તાહરૂં કામ દરૂસ્ત

થશે. તાહરા દુશમનો ઉંધા પડશે અને તાહરો સેતારો શનિશ્ચર નેહેસ્ત થશે, ને જે કામ ચીંત્યું છે તે થશે, સબુરી કરજે જે સારૂં થશે.

૧૧૪ તાહરી ધાસ્તી છે તે ટળશે. તેં જે મનમાં ચીંત્યું છે તે થશે ને મુશકેલી મટી જશે.

૪૧૪ તેં જે ચીંત્યું છે તે ખુદાતાલા પોંહચાડશે તેથી તારી મુરાદ હાંસલ થશે અને તું મેહેનત કરજે કે લાભ લશે.

૩૧૪ તું જે ચીંતે છે તે સિદ્ધ થશે, અને ખબર સાંભળી હોય તો તે સારી હોય. શુકરાના કરજે કે કામ સારૂં થાય.

૨૧૪ જે તેં ચીંત્યું છે તેની ફીકર કરવી જોઇએ કે એ કામ કેટલાક દિવસ પછી નિપજશે, કેમકે પાછળ પડયું છે, તેથી કોઇ સાથે બોલતો ના અને ખેરાત કરજે કે મધ્યમ છે.

૬૫— ફાલમાં ચીંત્યું છે તે થશે. સગાં સગાંમાં ખુબી મળશે.

૧૨૧ તું નેક ચીંતે છે તે ખબર તને મુબારક છે, અને તાહરા કામમાં રોશનાઇ ઘણીજ વધશે ને તાહરૂં કામ દિલની મતલબે થશે, તાહરો સેતારો ફત્તેહમંદ છે. સફર કરી લાભ લઇ ઘેરે આવશે અથવા ચાકરીએ જશે.

૪૨૧ જે મુરાદ ચાહી છે તેની ઉમેદ ખુદાપર રાખજે કે ખયર કરે. તને આગળ ઘણી હાન પોંહચી છે તેથી કેટલાક દિન સબુરી કરજે, કેમકે નરસ દેખાય છે.

૩૨૧ તું જે અંદેશો કરે છે તે થશે. રજક રોજી ઘણી વધશે. તાહરો દસ્ત હાલ સારો થશે કેમકે તાહરા ઘેરમાં ખૈરીયત છે.

૨૨૧ તને એની ખબર થશે, અને નેકી સલામી મકસદ ખુદાતાલા તને આપશે અને જે મોગદ તું દિલમાં રાખે છે તે તું પામશે પણ સબુરી રાખજે.

૫૧ જે તું અંદેશો કરે છે તે વાતનાં વિચારને વિલંબ છે, ને ચીંતેલું કામ સિધ્ધ નહિ થશે.

૨૧ તું જે ચીંતે છે તેથી સુખી થશે, અને રૂડી વધામણી પામશે, તેથી તું કશી ચીંતા કરતો ના.

૧૨૨ તું જે ખુદા પાસ માંગે છે તે પામશે અને તારી મુશંકેલી તથા ફીકર ખુદાના હુકમથી ટળશે ને બે દિવસમાં તાહરૂં કામ સિધ્ધ થશે.

૪૨૨ તેં જે ચીંત્યું છે તે કામ સિધ્ધ થશે. ગેબથી કાંઇ વસ્તૂ તથા ખુશાલી પોંહચશે ને સારૂં થશે.

૩૨૨ તું પરહેજગારી કરજે. ભલાઓની સોહબતે બેસજે કે તાહરૂં નુકશાન ઘણું થયું છે માટે વિલંબ કર. તારા દિલમાં ઘણું નુકશાન છે.

૨૨૨ હવે પછી તું ખુબી દેખશે ને કોઇ મોટાના બળથી તું બહાર નિકળ્યો છે, અને તું દુશમન ઉપર ફતેહ પામશે. પણ સાત દિવસ સુધી કોઇ સાથે બોલતો ના, કે તારૂં કામકાજ સિદ્ધ થશે.

૪૨ જે તેં ચીંત્યું છે તે ભલું નથી. દિન ૧૬ થી ૧૭ સબુરી કરજે, કે તાહરૂં કામ સુધરશે.

૨૨ તાહરૂં કામ સિધ્ધ થશે. પણ કોઇની સાથે હા-ના કરતો ના. તેમજ કોઇને મનની વાત કહેતો ના. દિન ૯ સુધી મધ્યમ છે પછી સારૂં થશે તેથી સબર કરજે.

૧૨૩ એ ફાલ તને મુબારક અને રૂડી છે, તેથી ખુશાલ થશે, ને મનનું ચીતેલું ફળશે કેમકે તારો ગ્રહ સારો છે.

૪૨૩ તેં જે વિચાર્યું છે તેથી વેગળો રેહેજે, અને એ ચારો ના કરતો, પણ બીજી ફીકર કરજે. જ્યારે એનો વખત આવશે ત્યારે તાહરા દિલની મુરાદે પોંહચશે તથા સારૂં થશે.

૫૫ આ ફાલના ધણી તાહરૂં ધારેલું કામ સિધ્ધ થશે, મનમાં ઇચ્છેલું સફળ થશે. સગાંવ્હાલામાં મેલાપ થશે અને ધનની વૃધી સાથે મેહેનતનું ફળ પામશે.

૨૩ તેં મનમા ઇછ્યું છે તે પર ઘણાં વીટંબણા પડનાર છે અને તારો દુશમન ઘણો જોરમાં રહેશે માટે ત્રણ દિવસ સુધી કોઇ સાથે બોલતો નાં કેમકે તું ધાસ્તિમાં છે.

૧૨૪ ખુદાતાલાની તારીપર મેહેરબાની છે, તેથી એ કામથી તું ખુશહાલી પામશે ને મનમાં ચીંતેલી મુરાદે પોંહચી ફત્તેહમંદ થશે.

૪૨૪ તેં જે તાહરૂં કામ ખુદાતાલાને સોંપ્યું છે તેપર ઉમેદ રાખજે ને નૈયત સારી રાખી ખુદાઇ રાહપર ખેરાત કરજે કે તેથી તને લાભ થશે.

૩૨૪ જે તેં તારૂં કામ ચીંત્યું છે તેમાં તું સારૂં ફળ પામશે અને હરએક જગાથી સારી ખબર સાંભળશે; માટે શુકરાના કરી ખેરાત તેમજ દીન ધર્મનું કામ કરજે, કે તેથી તારૂં કામ સુધારે. તારી મેહેનત સારી છે તેથી ઘણો લાભ થશે અને તારી આ ફાલ ઘણી સારી છે.

૬૪ તું મનમાં ચીંત્તા ના કર, કેમકે તારી ફીકર લાભવંત્તી નીવડશે. તું કુતરા (સગ) ને રોટલી નાખવાની શરૂ કર કે તારી બલા દૂર થશે.

૨૪ તેં જે કામ ચીંત્યું છે તે સિદ્ધ નથી થવાનું. તારા માટે માઠું જણાય છે માટે દુશમન સાથે કડવાસ થશે પણ ૧૦ દિવસ પછી ઘણું સારૂં થશે.

૧૩૧ આ ફાલ તને મુબારક નથી માટે તું ચીંતેલા કામથી દૂર રેહેજે. કેમકે કેટલાએક દિવસ તારી ઉપર ભારી છે, તેથી સબુરી પકડજે ને ખુદાને યાદ કરજે.

૪૩૧ એ કામ ના કરતો પણ બીજાપર ધ્યાન લગાડજે કેમકે આ ચીતેલું કામ સિધ્ધ નહિ થશે.

૩૩૧ તારૂં ચીંતેલું સિધ્ધ થશે. તારૂં કામ આરંભશે ને રજખરોજી મળવા માંડશે. તારી મુરાદ જલ્દીથી બર આવશે અને ખુશહાલી પામશે.

૨૩૧ — તારૂં કામ સિદ્ધ થઇ તું આરામ પામશે.

૫૨ તું કામ હાલમાં ના કરતો કેમકે એક મહિનો તારો ભારી છે, માટે કરે તે વિચારીને કરજે.

૨૫ તું જે મનમાં ચીંત્યું છે, તેમાં વૃધી પામશે તેમજ લાભ થશે પણ મેહેનત ચાલુ રાખજે.

૧૩૨ તું ખુદાની બંદગી કરી સુખ માંગજે કે ભારે કષ્ટમાંથી ઉગરશે. તને જયાં જવું હોય ત્યાં ઉતાવળે જા કે વર્ષની મુશકેલી તેથી ટળશે.

૪૩૨ તેં જે ચીંત્યું છે તેમાં લાભ નથી. ઉમેદ તે ખુદાતાલાપર રાખજે.

૩૩૨ થોડાક દિવસ સબુરી કરજે કેમકે તારૂં ચીંતેલું સફળ થનાર નથી તેમજ મનની મુરાદે તું પોંહચનાર નથી. આ કામથી દૂર રહેજે કેમકે એમાં લાભ નથી.

## જગતની રચના ને નુરી કેબલા વિષે.

"આસમાન ઉપર ૧૨ રાશી ને નવ ગ્રહ તથા નાહના મોટા અગણિત સેતારાઓ છે વચમાં પૃથ્વીનો આકાર છે અને એ પૃથ્વીનો આકાર પંખીના ઇંડા જેવો છે. તેના ઉત્તર ભાગનો ઘેરાવો દક્ષિણ ભાગનાં કરતાં નાહનો છે. જયારે સૂરજ દુનિયાંનાં વચલા ભાગના મથાળાપર આવે છે ત્યારે મેશ રાશિમાં હોય છે અને તે વખતે પૃથ્વીપર રાત દિવસ એક સરખો હોય છે, પણ જયારે સૂરજ દુનિયાંની ઉત્તર બાજુમાં જાય છે ત્યારે પૃથ્વીને સૂરજની આસપાસ ફરવાને થોડો ઘેરાવો લેવો પડે છે, તેથી તે વખતમાં દિવસ નાહનો થાય છે અને વળી ઉત્તર તરફ થંડી ઘણી પડે છે. તેથી થંડીનાં દિવસો બધે શરૂ થઇ ઉત્તર ધ્રૂવના મુલકમાં ૬ મહિના સુધી દિવસ રહે છે અને વધતી ઓછી સૂરજની રોશની રહે છે. એ ૭ મહિનામાં ત્રણ મહિના સૂરજને પૃથ્વીનાં મધ્ય ભાગમાંથી ઉત્તર ભાગ તરફ જતાં થાય છે, અને પાછા ઉત્તર ભાગમાંથી મધ્ય ભાગમાં જતાં ત્રણ માસ થાય છે. હવે પાછો સૂરજ ઉત્તરમાંથી મધ્યમાં થઇને દક્ષિણ ભાગ તરફ જાય છે, ત્યારે પૃથ્વીને સૂરજની આજુબાજુ ફરવાને મોટો ઘેરાવો લેવો પડે છે, તેથી તે વખતમાં દહાડા લાંબા થાય છે અને દક્ષિણમાં ગરમી ઘણી પડે છે તે સમયે દક્ષિણ ધ્રૂવનાં મુલકમાં ૬ મહિના સુધી દિવસ અને વધતી ઓછી સૂરજની રોશની પડે છે. એ ૬ મહિનામાં ત્રણ મહિના મધ્યમાંથી દક્ષિણમાં જતાં સૂરજને વખત લાગે છે, અને એ બીજા ત્રણ મહિના પાછા દક્ષિણમાંથી મધ્ય-ભાગમાં જતાં અને એ પ્રમાણે પૃથ્વીપર થંડી ગરમી તથા રૂતુનો ફેરફાર અને દહાડા તથા રાત નાહનાં મોટાં થાય છે."

"હવે પૃથ્વીના ગોળાનાં પેટામાં પાતાળ જમીન છે જેના ચાર ભાગ કરી તેમાં દેવ, જીન, પરી તથા રાક્ષસોને બંધ કરી રાખેલાં છે."

"દુનિયાંની આજુબાજુ ઉત્તર તથા દક્ષિણ તરફ બે સેતારાઓ છે તેઓનો આકાર ગોળ છે, અને ઉત્તર જે તરફ છે તેને ઉત્તર ધ્રૂવનો સેતારો કહે છે. અને જે દક્ષિણ તરફનો છે તેને દક્ષિણધ્રૂવનો સેતારો કહે છે. આ સેતારા હમેશાં ગોળ ચક્કર ફર્યાં કરે છે. ઉત્તર તરફનાં લોકો કદે ઉંચા ને બળવાન હોય છે ત્યારે દક્ષિણ તરફનાં ઠીંગણા ને ખડતળ હોય છે. દુનિયાંની પૂર્વ તરફ એક ચંદ્રમા છે તે હમેશાં દુનિયાંની અને બારે રાશિની આસપાસ ફરે છે. તે જ્યારે સૂરજની નજદીક આવે છે ત્યારે અમાસ થાય છે. તે દિવસ માહા બોખતારનું નૂર દેખાતું નથી. ચંદ્રમાને જે નૂર મળે છે તે સૂરજનાં તેજથી છે. જ્યારે ચંદ્રમા સૂરજથી દૂર જાય છે ત્યારે ચાંદરાતનો ચાંદ દિસે છે. પણ જ્યારે ધીરે ધીરે તમામ ચંદ્ર સૂરજથી દૂર જઇ સામ સામી દિશામાં સરખે અંતરે આવે છે ત્યારે પુનમ થઇ ચંદ્રમા તમામ પ્રકાશે છે."



# કરામતે દીને જરતોસ્તી.

"જો કોઇ આદમીનું માથું દુઃખતું હોય તો તેણે "બેહેરામ ઇજદ" ની બંદગી કરવી. નાક દુઃખતું હોય તો "મોહર ઇજદ" ને માને. આંખ દુઃખતી હોય તો "ખોરશેદ" ઇજદને માની તેની બંદગી કરવી. મોહમાં કાંઇ દરદ થયું હોય તો દર્યામાં મિઠાઇ નાખવી, કાન દુઃખતો હોય તો સખાવત કરવી. ગરદનપર દરદ થયું હોય તો 'મિનો રામ' ઇજદને માનવો. પીઠ ઉપર દરદ થયું હોય તો ગરિબોને કપડાંની ખેરાત કરવી. પગે દરદ થયું હોય તે અમસાસ્પંદોને માનવા. પિત્તાનું દરદ થયું હોય તો હરેક ફરેસ્તાને માને. પેટનું દરદ થયું હોય તો આતશબહેરામને માને."

"તલ્લીનું દરદ થયું હોય તો નદી અથવા દરિયાને માનવું. આંખે ફુલું પડયું હોય તો આતશબહેરામમાં સુન્નાની આંખો ભેટ કરવી. પગની ઘુંટીને દરદ થયું હોય તો "હોમ ઇજદ" ને માને. કમરે દરદ થયું હોય તો 'તેશતર તીર ઇજદને' માને. પુઠ તથા વિરજનું દરદ થયું હોય તો 'આશનાદ ઇજદને' માને. પિશાબનું દરદ થયું હોય તો 'આવાં અર્દવિસુરને' માને. જો નખનું દરદ થયું હોય તો 'ગોવાદ ઇજદ' ને માને. પણ જો નખ ઘણું દુખતું હોય તો ૩૩ ઇંડા મુકી 'અર્દીબેહેસ્ત અમશાસ્પંદ'ની નઇઅતે બાજ ઇજાવે."

"જો અનાજ ઘણો પાકે એમ કરવું હોય તો 'ખુરદાદ અમશાસ્પંદ'ને માને. જો ફરજંદ નહિ થતાં હોય તો ઝાડો રોપે. જો બચ્ચાંને ડાહપણ નહિ આવતું હોય તો આતશબહેરામમાં સુખડ ચઢાવી બંદગી કરવી. જો દુશમન ઘણો જોરાવર હોય તો

૩૩ ઇંડા 'મોહોર ઇજદ'ની નૈઅતે ઇંજાવે તો દુશમન નબળો પડે. ફીકર ચિન્તા ઘણી થતી હોય તો 'અર્દવિસુરને' માને. ખ્વાબમાં બિહીક લાગતી હોય તો 'મુકતાદ' ને માને. મંદવાડમાં ફીકર ચિન્તા થતી હોય તો ફરેદુનની બાજ ઇજાવવી, જો ઓરતને દુધ નહિ આવતું હોય તો 'આવાં અર્દવિસુર'ને માનવો. જો બચ્ચાં નહિ થતાં હોય તો સ્ત્રી તથા પુરૂષે 'અર્દીબેહેસ્ત' તથા 'હોમ ઇજદને' માની તેમની બંદગી કરવી. ખિકટ દર્દ ઉપર 'હોરમજદ ઇજદ'ને માનવું. બીજાં કોઇ પણ દર્દ ઉપર ફરેસ્તાઓની નઇઅતે ઇજશની, વંદીદાદ, બાજ, આફ્રરગાન વગેરે કરાવવાં કે મુશકેલી તુરત ટળશે."

જો બોખાર આવતી હોય તો તે દફે કરવા માટે કુસ્તી પાદીયાબ કરી 'અર્દીબેહેસ્ત' અમશાસ્પંદની બાજ ધરી નીચલા કલામો સાત વખત પઢતાં એક દોરો બનાવવો. જેમાં સાત વખત પઢતાં સાતે ગાંઠ વાળી લેવા અને જેને બોખાર આવતી હોય તેના ડાબા હાથની બાજુએ બાંધવા, પેહેલાં તેને ધુપાવવું-"નામે યજદ નામે નવે ફરેદુન આથવયાન ઇનતાઓ નોમેમ ઇનતાઓ ગરેમેમ યેદરોજ દોરોજ સેસજદ રોજ ચેજદોઓનીમમ આદરો અને દરેગોવીયો વીમનો જરતોસ્તરો બ અવજુન અશોને અશેમ વોહુ."

ઉપર મુજબનાં ભણુતરથી દોરો બાંધતા 'કુલ બલા દફે શવદ' ની નીરંગ સાત વખત તથા 'કુ શૌકનમ'ની નીરંગ સાત વાર પઢતાં પીછી કરવી. કોઇ સ્વપનાથી ડરી ઉઠે તો તેની દેહેશત દફે કરવા શાહ ફરેદુનની નઇઅતે અરદાફ્રૂશની ઇજશને તથા બાજ આફ્રરગાન અશો ફ્રરોહરોની ખશનુમથી ઇજાવવું. જેના

આંખમાં ફુલું પડ્યું હોય તો તે દફે કરવા નીચલા કલામ એક કાગળપર કુસ્તી પદીઆબ કરી લખી દર્દપર બાંધવું—"અઉઓ અનાયસ આવી નેનાશાઇઆ કરપોતાઉશચા કેઉઇતાઉસચા અઉ-આયશ યપી ઇયંગ દેતી નોયદ જીઆતેઉશ અસીઅમંનેંધ વસો તોય આમીઆ બેરીઆંઉતે વધેઉશ આદેમાને મનંધો."

ભુત, પલીદી યા જાદુની જેનીપર અસર થઇ હોય તે દફે કરવા નીચલી નેરંગ પાદીયાબ કુસ્તી કરી અર્દીબેહેશ્તની બાજ ધરી લખીને ડાબા હાથની બાજુએ બાંધવું જેથી બલા દુર થશે. 'અખીઆચા ખેતુંશ ઇઆસદ અહીઆ વેરેજેનેમ મદ યરીઅમના 'અહિઆ દેઉઆ મહિમનો અહુરહિઆ ઉરૂઆજેમા મજદા થવોય દુતાઉંધો આઉંત્રાંમા તેંગ દારીઓ ઇઓ વાઉ દબેશાઅંતી યબીઓ મજદા અહુરો સારેમનો વોહુ મનંધા ખશથરાદ હચા પેતી મરોદઅશા ઉશ હખા ખેતુઆતા સપેતામવે આરમેતીમ વંધોહીમ વરેમેદી હા નેઅંધદ."

કોઇપર ભૂત પલીદીની ભારે અસર થઇ હોય તો તે દફે કરવા હોરમજદની ઇજશને તથા બાજ આફ્રરગાન સ્યાવક્ષની નઇયતે કરાવવું.



# જામાસપિનો વધારો.

## ગોહરે જામાસપિમાં જણાવેલી મિનોઇ શકિતઓ, કુદરતિ પેદાયશો, તથા ઇરાનની તમામ તવારીખ વગેરેનું વર્ણન.

## ઇજદ—અમસાસ્પંદ.

માન આપવા લાયક શ્રેષ્ટ ફરેસ્તા તેમને ઇજદ—અમશાસ્પંદોના નામે ઓળખવામાં આવે છે. ઇજદ અમશાસ્પંદો જે સામટા નામે પ્રસિદ્ધ છે તેમાં અમશાસ્પંદો જે છે તે સર્વમાં શ્રેષ્ટ શકિતવાલા છે. અમશાસ્પંદો ખુદાની મુખ્ય શકિતઓ છે ત્યારે ઇજદો દાદાર અહુરમજદનાં ઉતરતા દરજાના ફરેસ્તા છે. અમશાસ્પંદોનો અર્થ 'બેમર્ગ' અને પવિત્ર એવો થાય છે. એ અમશાસ્પંદો તે અહૂરમજદની નજદીકનાં હજુરી ફરેસ્તાઓ તરીકે ઓળખવામાં આવે છે. એ અમશાસ્પંદોના જોડીયા ઇજદો નેમી આપેલાં છે, જેઓ તેમના કામમાં મદદગાર થઈ પડે છે. દરેક ઇજદ નીતિમાન ગુણ અને સાથે સૃષ્ટીની એકેક ઉમદા પેદાયશો ઉપર મવક્કલ છે તેમજ તેઓ ગુપ્ત જ્ઞાન મનુષ્ય માત્રને જ્ઞાનદવારાએ આપી શકનાર શકિતઓ છે. મોટા મોટા પેગંબરો તથા યોગીઓને ઇશ્વર તરફનાં ગુપ્ત ફરમાંનો આ ઇજદો મારફતે પોંહચાડવામાં આવ્યાં હતાં.

"માજદીયસ્ની દીનની શીલસુરી મુજબ આ જગતમાં ઇશ્વરની સ્તૂતિ અને પ્રાર્થના ચાલુ રાખનાર ભલા લોકોની ઉપર ઇજદો તરફથી તેઓને બન્ને દુનિયાં માટેનો ફાયદો, રાહત અને

સુખ મળે છે. ઇજદો પરહેજગારને પવિત્ર રાહનાં ફાયદા જ્ઞાન દ્વારાએ સમજાવે છે. મનુષ્ય જ્યારે પવિત્ર અને સાફ દિલનો હોય છે ત્યારે તેના અંતઃકરણમાં ઇજદી પવિત્ર શકિતનું મુકામ હોય છે, પણ જ્યારે તેનામાં હસદ, અદેખાઇ, મોહ, લોભ ઇત્યાદી પાપી વિચારો ઉત્પન્ન થાય ત્યારે તે તેથી જૂદો પડે છે; પણ મનુષ્ય જ્યારે પશ્ચાતાપ કરે છે ત્યારે તે પોતાની પવિત્ર શકિતથી તેનું કલ્યાણ કરે છે. આ ઇજદો કુદરતી પેદાયશો સાથે સંબંધ ધરાવનારી શકિતઓ છે. જેમ તે મનુષ્ય જાતમાં છે તેમ ઝાડપાન, પાણી, પશુ, પક્ષી, હવા, આતશ વગેરેમાં તેમની અમર્ગ શકિતઓનો સંબંધ છે. જગતને ઇશ્વરે નિર્માણ કરી છે પણ તેને શોભપ્રતિ, પવિત્ર અને જીવતી રાખનાર ઇશ્વરની ઇજદો નામની અસંખ્ય શકિતઓ છે."

ઇજદો અને ફરેશ્તાઓની હસ્તી દરેક પ્રજા દુનિયાનાં દરેક ભાગમાં જૂદાં જૂદાં નામ હેઠળ માને છે. તેઓમાં કોઇ વધુ તો કોઇ ઓછી સંખ્યાપર વિશ્વાસ રાખે છે.

હજરત મહમદનાં જણાવ્યા મુજબ આકાશમાં 'લીદરા' અથવા 'લોટસ' નાં ઝાડ પાસે જે ખુદાઇ તખ્ત છે ત્યાં ૭૦,૦૦૦ ફરેશ્તા (ઇજદો) ખુદાઇ હોકમ બજાવવા હાજર રહે છે.

'માઇકેઆ' નામનો પેગંબરી દાવો કરનાર શખસ જણાવે છે કે "મેં તે સાહેબને તખ્ત ઉપર બેઠેલો અને તેની ડાબી તથા જમણી બાજુએ સઘળા આકાશી ફરેશ્તાઓને ઉભેલા જોયા."

એક યુરોપીયન વિદ્વાન લખે છે કે "સઘળા ફરેશ્તાઓ ખુદાના તખ્તની આસપાસ દુનિયાંનાં દરેક ભાગમાં તેના હુકમો

બજા લાવવાને તત્પર હોય છે, એમ માનવું એ કુદરતી શકિતઓને વધારે માન ભરેલું છે."

જરતોસ્તીઓના ધર્મપુસ્તકોમાં આવેલા કેટલાએક ફકરાઓને મળતા વિચારો "ગસતાવિનાઙ્ગ" નામે એક યુરોપીયન વિદ્વાન લખી ગયો છે કે "ખુદાના તખતની આગળ જે ફરેસ્તાઓ અથવા ઇજદો ઉભા રહે છે તેઓની સંખ્યા **સાત**ની છે. તેઓનાં નામ—માઇકલ, ગેબ્રીયલ, એસાઇલ, રૅાફાઇલ, ઝેકારીઅલ, એનીઅલ અને ઓરીઈઅલ છે. આ ૭ ફરેસ્તાઓમાંથી ચારને જૂદા જૂદા ઓધ્ધા ઉપર નેમેલા છે. તેમાં ગ્રેબ્રીઅલ ખુદાના છુપા ભેદોની ખબર આપે છે, માઇકલ પોતાના દુશમન સામે લડત ચલાવે છે, રૅાફાઇલ ઇન્સાફી માણુસના રૂહને આવકાર દે છે અને 'યુરીઅન' માણુસ જાતને ઇન્સાફ આપે છે."

મી. ટેલર લખે છે કે મોઝીઝ સેતારાઓને દેવો તથા ઇજદો તરીકે ઓળખાવે છે, અને તેટલા માટે તેઓ જીવવાળા અને માણુસ કરતાં ચઢતે દરજ્જેના છે. દીનકર્દ મુજબ "દુનિયાંની અંદર જે દુઃખભંજન નામવાળું (માણુસ) કહેવાયલું છે તે આસમાની દોરથી છે. જેમ આદમીના દેહને ટેકાવનારૂં બુદ્ધિવાલું રૂઆન છે તેમ દુનિયાંને ચલાવનાર તથા (તેને) ફાયદો કરનાર ખોરેહમંદ ચાલવાળા મિનો ઇજદો છે.

આપણા ત્રીસે રોજનાં નામો ઇજદ અમશાસ્પંદોના નામ ઉપરથી રાખવામાં આવેલા છે. શિરોજા યશતમાં ફરેસ્તાઓની સંખ્યા તેત્રીશ કહેલી છે (બરજો, દહમ ને હોમ) તે શિવાય બીજા અનેક ફરેસ્તાઓ છે, તેમાં કેટલાક નાહની મોટી શકિત ધરાવે છે.

આ ઇજદો ત્રણ જાતનાં છે. કેટલાક નર, કેટલાક નારી ને કેટલાક નાન્યતર છે. જેમકે ગુણો નથી નર હોતાં કે નારી હોતાં બહમન, અર્દીબેહેસ્ત, શેહેરેવર જેઓ ગુણ ઉપર મવક્કલ છે તે નથી નર કે નથી નારી, મેહેર, સરોશ, રામ અને બેહેરામ એ નર છે. દીન, અરશીસંગ, આસ્તાદ એ નારી છે. આ ત્રણ જાતનાં ફરેસ્તાનાં ૩ ભાગ કરેલા છે, **એક** કુદરતી ચીજના ઇજદો (આદર, ખુરશેદ, તીર, ગુઆદ, આસમાન, આવાં, મેહેર, જમીઆદ અને અનેરાન.) **બીજા** ખુબીના ઇજદો (બહમન, અર્દીબેહેસ્ત, અસપંદાદ વગેરે) **ત્રીજા** દીન તથા માથ્રનાં ફરેસ્તા (દીન, અને મારેસ્પંદ.) એ શિવાય મેહેર, સરોશ રશને અને ફરવરદીન એ ૪ ફરેસ્તાઓ આ જગતમાં કામ કરનારા છે, તથા એકમેક સામે નિકટ સબંધ ધરાવે છે.

આ સર્વમાં સાત અમશાસ્પંદો બીજા ઇજદો કરતાં શ્રેષ્ટ શકિત ધરાવે છે. તેઓ શ્રેષ્ટ હોવાથી તેમની સાથે ઇજદો કામ કરી મદદગાર બની રહે છે.—

**અમશાસ્પંદો. હમકાર ઇજદો.**

**અહુરમજદ**—દએપ આદર, દએપ મેહેર, દએપ દીન.
**બેહુમન**—મોહર, ગોશ અને રામ.
**અર્દીબેહેસ્ત**—આદર, સરોશ, બેહેરામ.
**શાહરીવર**—ખુર, મેહેર, આસમાન, અનેરાન.
**અસ્પંદારમદ**—આવાં, દીન, અશિશવંઘ, મારેસ
**ખુરદાદ**—તીર, ફરવરદીન, ગુઆદ.
**અમરદાદ**—રશને, આસ્તાદ, જમીઆદ.

## અએષમ.

એ ક્રોધ દેવના નામથી જાણીતો છે, અને એ દેવને અહેરેમનનો ભાગ્યો જણાવવામાં આવે છે. એના કર્તૂકો મહા બુરાં છે. એનામાં સાત બુરી ખાશીઅતો છે. એ સરોશ ઇજદનો હરીફ દેવ છે.

## અકતષ.

એ મહા બુરો દેવ છે, અને એ દેવ અહેરેમનનો જોડીયો ભાગ્યો છે; એની અનેક બુરી શકિતઓ છે કે, જે પાક કલામોથી તુટી શકે છે.

## કરમાહી.

બુનદેહેશના ૧૪માં પ્રકરણનાં ૨૬ મા ફકરામાં અને ૨૪માં પ્રકરણના ૧૩ મા ફકરામાં એ માછલી 'એરીઝ' નામથી પણ ઓળખાય છે. એને માટે એમ જણાવવામાં આવે છે કે તેઓ અહૂરમજદના પ્રાણીઓમાં સૌથી શ્રેષ્ટ છે, અને તેમની અને દેડકાની વચ્ચે ૫૦૩ ભિંગડાવાળી માછલી શિવાય જેબી કાંઇ ચીજ આવે છે તેમને એ પોતાના જડબાંથી ચીરી નાખે છે.

" વંદીદાદની 'કરોમસ્યો' તે 'કરમાહી' છે. અવસ્તામાં મસ્યો એ બોલ માછલીને માટે વાપરેલો છે. પણ 'જોવું' અથવા 'સંભળાવું' એવો અર્થ થાય છે. અને બુનદેહેશમાં પણ તેને પેલા દેડકાથી હંમેશ સંભાળ રાખતી કહેલી છે. ત્યારે એ માછલી તે 'સફેદ હોમ' એટલે જીંદગીના ઝાડ તથા અમર્ગીનો નાશમાંથી સંભાળ કરનારા કોઇ મિનો તત્વ તરીકે સમજી શકાય. સાધારણ રીતે એક કરમાછલીને સ્પેન્તામિનો અને દેડકાને અંગ્રેમિનો અને હોમને જીંદગીનું ઝાડ તરીકે લઇ

શકાય, અને માછલી તથા દેડકાની લડાઇને આ દુનિઆઇ લડાઇ સમજી શકાએ; કે જ્યાં માંછલી જીંદગીના ઝાડને દેડકાની ખરાબીથી અટકાવી શકે છે એવું માછલીને અલંકાર આપવાની મતલબ શું? કેટલીક અસલી પ્રજાઓની દંતકથામાં ઇશ્વરી જ્ઞાનને પોંહચેલાઓને માછલીના છોકરા કહેવામાં આવ્યા છે.

## અહેરેમન અથવા અંગ્રેમઇન્યુશ.

અહેરેમન, અંગ્રેમઇન્યુશ, ગનામિનો બુરા કામો કરનાર તથા સુચવનારાના નામોથી જરથોસ્તી પુસ્તકોમાં જણાવેલા આ બુરા શેહેતાનનું નામ છે. એ બોલ **અંઘ** તથા **મઇન્યુનો** બનેલો છે. તેનો ધાતુ અંધ સાંકડું, તંગ કરવું, દુઃખ દેવું, ઉપરથી નીકળેલો છે. અંગ્ર એટલે ઓછું, કમી, કોતાહ કરનારો, દુઃખ દેનારો, પીડાકારી, આબાદીને ઓછી કરનારો, તોડનારો વગેરે થાય છે.

અંગ્રેમઇન્યુ દેખદ્દતી રીતે સ્પેન્તામિનોથી ઉલટો છે. જ્યારે સ્પેન્તામિનોનું કામ વૃદ્ધિ કરવાનું છે ત્યારે અંગ્રેમઇન્યુનું કામ નાશ કરવાનું છે તેથી આ બુરાને અવસ્તામાં જાબજા ધિક્કારેલો છે. સારી શકિતવાલા સ્પેન્તામિનોના મુખ્ય મદદગાર વોહુમન છે, તેમ અંગ્રેમઇન્યુનો મુખ્ય મદદગાર 'અકોમ' છે. વળી અંગ્રેમિનોની શકિતના પણ ૭ મદદગારો છે. અકમન, ઈંદ્રિ, સઉર્વ, નાઓડ–હઇથ્ય, તઉરૂ અને ઝઇરી મળી એ ૬ છે. સ્પેન્તામિનોના મદદગાર અમશાસ્પંદો તરીકે ઓળખાય છે તેમ અંગ્રેમઇન્યુશના મદદગારો દેવો તરીકે જણાયલાં છે; જે નામ ઉપરથી અંગ્રેમઇન્યુને દએવ નામદેવ દૈત્ય કરીને કહે છે.

જરતોસ્ત પેગંબરે પોતાની દીન સ્પેન્તા મઇન્યુશની પેદાયશ

ઉપરથી રચી છે, કેમકે ગનામિનોનું કામ પેદાયશોનો નાશ કરવાનું અને તેટલા વાસ્તે બુરૂં છે. પણ સ્પેન્તામિનોનું કામ પેદાયશની વૃદ્ધી કરવાનું અને તેટલા વાસ્તે ભલું છે. અહેરેમન જેમ બુરો છે, માટે તેની રાહ ઉપર ચાલનારા ઇન્સાન પણ બુરાજ છે, અને તેઓના વિચારો, વચનો અને કામો પણ બુરાંજ છે; એટલા માટે જે વૃધીવંત છે તેનેજ જરતોસ્તે પસંદ કરી નાશ કરનારને ધિકાર્યા છે.

## ખ્રફ્સતર.

(ખ્રફ્સ—નૂકસાન કરનાર) અહેરેમનની બુરી પેદાયશ તરીકે ખ્રફ્સતરો જણાયલાં છે. એઓથી અહૂરમજદની પેદાયશ નાખુશ થતી હોવાથી તેને મારનારને સવાબ મળે છે. આ ખ્રફ્સતરોને મારતી વેળા નીચલી નીરંગ ભણવાનું ફરમાન છે.

"સ્કનોમ વાનોમ, નિજાર કુનમ, કાલબુદે શુમા દેવાન, વદ્રુજાતવ ફ્ર્યાંન પહોમવ બરેસમ વ દીને રાસ્ત વ દરૂસ્ત કે મનચાશીદ" યાને "હોમ તથા બરસમ તથા મને શીખાડેલી દીનથી હું તમો દેવો તથા દેવીઓ અને જાદુગરો તથા ડાકણોનાં શરીર ભાંજું છું તથા મરણ પામેલા કરૂં છું."

## હોમપાળો.

*"ઇ. હા. ૯—૧૦ ને ૧૧. એ પાળાનું ખાસ નામ "હઓમઝાઇરિ" (લીલો) છે પણ એ ખાસ નામ શિવાય એને 'હઓમ ફ્રાષ્મિ અને હઓમ દુરઓષ' ના ખાસ નામથી પણ ઓળખતા. એ પાળાનું મુખ્ય મથક પહાડો છે. અલબુર્જ

*શમશુલ ઓલમા એરવદ જીવનજી મોદી કૃત અવસ્તાના વિશેષ નામોની ફરહંગ પાને '૨૦૨' થી ઉતારો.

પહાડ એનું ખાસ મથક છે. પૃથ્વીને એની પરવરશ કરનાર માતા ગણી છે અને વાદળાં અને વરસાદને પાહાડની ટોંચ ઉપર અને મદદ કરનારાં સાધન ગણ્યાં છે. હોમનાં પાળાને ઘણા એજમતી ગુણો લાગુ પડેલા છે. એ ગુણોનાં ત્રણ વર્ગ થઇ શકે છે. ૧) સ્વભાવિક, ૨) રસાયણી, અને ૩) ક્રિયાથી ઉત્પન્ન થતા. એ ગુણોથી કોઇપણ આદમીને યા દરેક આદમીને ફાયદો થતો નહિ હતો પણ ફકત તેઓ કે જેઓ નેક વિચાર, નેક વચન, અને નેક કરણીવાલા હોય, ખોદાનાં ફરમાનબરદાર હોય અને અશો હોય તેઓનેજ ફાયદો થતો. બુનદેહેશ (બા.૨૭-૨૪) કેતાબમાં એ પાલાની એક ખાસ જાત વિષે "હોમેસપીદ" તરીકે બોલ છે, અવસ્તામાં એ પાલાને દવાદારૂ તરીકેનાં ગુણ લાગુ પડેલા છે. તેજ પ્રમાણે ડૉ૦ એચીસન કહે છે કે "હાલમાં પણ બલુચીસ્તાન અને અફ્ઘાનિસ્તાનના લોકો એ પાલો જેને તેઓ હાલમાં પણ 'હુમ' કહે છે તેને દવાઇનાં ગુણો લાગુ પડે છે. ઘરગતુ દવાદારૂ તરીકે તેઓ તેનો ઉપયોગ કરે છે. ઝાડપાન શાસ્ત્રનાં કાયદા પ્રમાણે ડૉ૦ એચીનસનના કહેવા પ્રમાણે એ પાલા Ephedra (Nat order gnetaceo.)ની વર્ગનો છે. પાલા તરીકે એનું કેટલુંક વર્ણન વેદનાં 'સોમ', જેનું એ અવસ્તાઇ નામ છે તેને મળતું આવે છે.

## અલબુર્જ.

આ જગ આશકાર પાહાડ ઇરાનની ઉત્તરે આવેલો છે. અને અવસ્તા ભાષામાં હરબેરેજઇતી, હરઇતીબેરેઝ અથવા હરતીબરેશના નામે ઓળખવામાં આવે છે. એ શબ્દનો છુટો અર્થ એવો થાય છે કે 'પાણીથી ઉંચી જગા. હાલમાં નકાશા ઉપર નજર કરતાં

ઇરાનની ઉત્તરે આવેલા પહાડોની હારને એનું પાછળું નામ અલબુર્જ આપ્યું છે, પણ અવસ્તાના જમાનામાં આ પાહાડનો વિસ્તાર ઘણો મોટો હતો. હાલમાં અલબુર્જમાંથી જેમ તેને નકશામાં દેખાડયો છે તેમ 'કીઝીલ ઓઝેન, એરેસ' અને બીજી નાની નાની નદીઓ તેમાંથી વહે છે. પણ આગલા જમાનામાં હદ પૂર્વ ભણી લંબાયલી હોવાથી ઘણી નદીઓ વહેતી હતી.

આ પર્વત ૧૮,૦૦૦ ફીટ ઉંચો છે. ડૉ૦ સુલીવાન પૃથ્વીની સપાટીપરના પાહાડોના તેઓના ઉંચાઇના પ્રમાણમાં ૧૮ વર્ગો કરે છે, તેમાં અલબુર્જને બીજા વર્ગમા મેળે છે. આ પાહાડની લંબાઇ એટલી હતી કે તેની હારમાંના '૨૨૪૪' પહાડો જૂદા નામે જૂદા જૂદા દેશોમાં જાણીતા થએલા છે. પણ આ અસલી નામ તો આ મોટી લાંબી હારનેજ લાગુ પાડયું છે.

---

## આતશ.

પ્રાચીન એરીયન પ્રજાઓએ હસ્તીનાં જે પાંચ તત્વો ગણેલાં છે તેમાંનું એ બીજું તત્વ. આ દુનિયામાં હસ્તી ધરાવતી સઘળી ચીજોમાં અનેક પ્રકારના ચઢ ઉતર શકિત પંકતીના આતશ તત્વ સમાયલાં છે, અને દુનિયાની હસ્તીનું મૂળ તે આતશ છે, અને તે ખુદરતનું સર્વથી ઉત્તમ તત્વ ગણાય છે. આતશને દુનિયામાં વસ્તા માનવીઓની જૂદી જૂદી કોમે પવિત્ર ગણી પોતાની ચોકસ ક્રિયામાં તેનો ઉપયોગ કરે છે. આતશ વગર મનુષ્યનું જીવન નથી. આતશ વિના દુન્યા અંધકારમાં ઢંકાઇ રહેત. જૂદી જૂદી ભાષામાં આતશ માટે એક સરખા બોલો બોલવામાં આવે છે.

પાજંદમાં=આતશ.
વેદમાં=હુતાશ.
ખિલારોફીમાં=આત્રીન.
ફારસીમાં=આતશ.
કુર્દીશમાં=અધીર, આરન, એર.
અફઘાનિમાં=ઓર.
બલુચીમાં=આઝર.
આર્મેનિયનમાં=આતૂર.
ગુજરાતીમાં=અગ્નિ.

વગેરે બીજી ભાષામાં ઉપલાઓને જૂજ મળતાં નામે ઓળખવામાં આવે છે. જરતોસ્તી લોકો આતશને મહા પવિત્ર નૂર ગણી તેના કેબલા પાસે ખુદાતાલાની આરાધના કરે છે. તેઓ આતશની જાળવણી ઘણી સંભાળથી કરે છે. તેની ઉતપંત્તી વિષે ઇરાનીઓ પોતે મગરૂરી લે છે. આતશની ઉત્પન્તિ વિષે એવું કહે છે કે પેશદાદીઆન તઅક્કાના પાદશાહ હોશંગ, જે ૪૦ વર્ષ રાજ્ય કરી ગયો, તે પોતાના અમલ દરમ્યાન એક વાર પોતાના દરબારીઓ સાથે શેકાર કરવા ગયો હતો. ત્યાં જતાં ઇસ્તખર ફારસમાં આવેલા એક પાહાડ આગળ જઇ પુગો, ત્યાં તેના જોવામાં એક મોટો અજગર આવ્યો, તે અજદાહ મારવાને પાદશાહે પાહાડ આગળથી એક પથ્થર લઇ માર્યો, જે પાહાડના એક બીજા ચકમકના પથ્થર સાથે અથડયો, તેમાંથી એક અજબ રોશનીનો ચળકાટ પ્રગટયો, જેથી તે પહાડપરનું સુકું ઘાસ અને લાકડાં વગેરે સળગી ઉઠયાં. તે રોશનીનો ચમકાટ જોઇને પાદશાહ હોશંગ અને તેની સાથે આવેલાઓ ભારે અજાયબ થયાં. તેટલાં તે રોશનીમાંથી એક ગેબી અવાજ નિકળ્યો કે "ઓ પાદશાહ, તે એક

ખુદાઇ નૂર છે, અને તે કેબલો કરવાને લાયક છે." આ અવાજ સાંભળી પાદશાહે તે નૂરની સેતાયશ કરી આ આતશને પોતાના શેહેરમાં લાવી એક ખાસ ગુંબજ બંધાવી તેમાં મુકયો અને તેને નૂરે ખુદાનું નામ આપી તેની બંદગી કરવાનું ફરમાન જારી કીધું. તે વેળાના ઇરાનીઓ આ કેબલાને 'આદર ખોરદાદ' કહેતા હતા. અવસ્તામાં આ આતશને 'આતશ હોરવતાત' કહે છે. જે દિવસે આ આતશના કેબલાને રોશન કરવામાં આવ્યો, તે દિવસ માજદીયસની રોજ ૨૬ મો માહ ૯ મો હતો; તેથી તે દિવસની ખુશહાલીમાં એક મોટું જશન પાદશાહે આલમના લોકોને બોલાવી કીધું હતું, કે જે જશનનું નામ 'જશને શદેહ' કરી રાખ્યું હતું.

**યુનાની** લોકોમાં એવી કથા છે કે, આગળ દુનિયામાં આતશ હતો નહિ. તેને 'પ્રોમીન્યુસ' નામના દેવે બેહેસ્તમાંથી ચોરી લાવીને આ પૃથ્વીમાં આપ્યો હતો.

**રૂમિઓ** આતશ ઉપર વેસ્તા દેવીને મવક્કલ થએલી જણાવે છે. તેઓમાં આતશની પૂંજા કરે છે, જે આતશની પૂંજા 'ટ્રૅાય' ની લઢાઇ પછી ઇ. સ. પૂર્વે ઇરસ નામે એક પેહેલવાને દાખલ કરેલી જણાઇ છે. તે પછી રોમના બીજા રાજા 'ન્યુમા' એ આ દેશને માટે એક મકાન પેલેસ્ટાઇનની ટેકડીની હેઠળ બંધાવીને ત્યાં આતશને સદા બળતો રાખ્યો હતો, આમ એક હજાર વર્ષ સુધી ચાલ્યું હતું. આતશને સદા જાગૃત રાખવાને માટે 'ન્યુમાએ' મરદોને બદલે કુમારી છોકરીઓને પસંદ કીધી હતી, પેહેલાં એવી ચાર છોકરીઓની પાસે આ કામ શરૂ કરાવ્યું હતું. તેમાં પાછળથી બેનો વધારો કર્યો હતો. આ છોકરીઓને ૭ થી ૧૦ વર્ષની ઉમરમાં પસંદ કરીને આતશની જાળવણી કેમ કરવી

તેની તેઓને દસ વર્ષો સુધી કેળવણી આપવામાં આવતી હતી, ત્યારે પછી બીજાં દસ વર્ષ સુધી આતશની સંભાળ લેવાનું સઘળું કામ તેઓ કરતી હતી અને ત્યાર પછી બીજાં દસ વર્ષ સુધી નવી કુમારીકાઓને તેઓ પોતાનું કામ શીખવતી હતી. આતશની નોકરીમાં દાખલ થયા પછી તેમનું માથું બોડાવી નાખવામાં આવતું હતું. અગ્નિદેવી વેસ્તાના મકાનમાં સ્ત્રી શિવાય મરદોને જવાની મનાઇ હતી. કુમારીકાઓનું કામ આતશને હમેશાં બળતો રાખવાનું હતું. તેમાં જો ભુલ થતી તો તેઓને બાંધી મારવામાં આવતી. જ્યારે પણ આતશ બુજાઇ જાય ત્યારે એમ માનવામાં આવતું હતું કે દેશ ઉપર મોટી આફત વર્ષસે. બુજાઇ ગએલા આતશને નવેસરથી રોશન કરતી વેળા તેઓ કાચની મારફતે સુરજની ગર્મીથી આતશ મેળવતા હતા. ઉપલી કુમારીકાઓ છેક પગની પાટલી સુધી સફેદ પેહેરન પેહેરીને ઉપર બીજો સાયો નાખતી અને માથા ઉપર બંધબેસતી ટોપી પેહેરતી હતી. મોટા થીઓડોશીઅસ શેહેનશાહે ઇ. સ. ની ચોથી સદીમાં આતશની પૂંજા કાઢી નાખી હતી. વળી આગલા યુનાની તેમજ 'રેમત' લોકોમાં એવી જોગનોનાં ટોલાં હતાં. એ શિવાય રોમનોમાં તહેવાર ક્રિયાઓ કરવાની રસમ હતી.

**જર્મનીમાં** ચોકસ ભાગના લોકો આતશની પૂંજા કરતા હતા. અને પારસીઓને મળતી આતશ સનમુખ બંદગી કરતા હતા.

**બલગેરીયનો** જેઓ તૂર્કસ્થાનમાં રહે છે. તેઓ પણ આતશની પૂંજા હજી કરે છે. નવા વર્ષના દહાડાને સુરજવકીનો તહેવાર કહે છે. 'સલેવોનિયન' લોકો આતશને સુરજા અથવા સુરવા કહે છે અને એરીયનો સુર્ય અને આર્ય લોકોનો સુરજ અથવા સુરવા એકજ હોય એમ લાગે છે.

**યુનાન** દેશમાં એથેન્સ શેહેરમાં 'પેલેસ એયેની' એવે નામનું એક દેહડું હતું કે જે મિનર્વાના નામે ઓળખાતું હતું. તેમાં બંદગીને માટે જાથુક આતશ બળતો રાખવામાં આવતો હતો.

**ગ્રીક ફાયર** એટલે પ્રાચીન ગ્રીક લોકો પાસે એક એવો આતશ હતો, કે તેઓ તેની મદદથી દુશમનોના કાફલા અને કિલ્લાનો સેહેજમાં નાશ કરી શકતા હતા. આ આતશની બનાવટ કેવા પ્રકારની હતી તે વિષે હાલમાં કશું ઝાઝું જણાયું નથી. **યુથેનીક, બોહિમીઆ** તથા **તાતાર** ટોળીઓમાં એક એવો રેવાજ હતો કે એક અપવિત્ર માણસને પવિત્ર બનાવવા માટે તેઓ આતશની જૂદી જૂદી ચેહો સળગાવી પેલા માણસને તેમાંથી ચલાવી લઇ જતા એટલે માણસ પવિત્ર થએલો ગણાતો.

**ફ્રીમેશનો** પણ પોતાની 'માર્ક માસ્ટર્સ' ડીગ્રી નામની ત્રીજી પદ્દીમાં આતશના પાતરાં આગળ ગુઠણે નમીને સેજદો કરવાને શીખવે છે અને આતશ ઉપર ખુશબો મેળવા માટે તેઓ એકને ક્રિયા કરનાર (બોય દેનાર) ઠેડવે છે, અને તેને હાઇ પ્રીસ્ટ કહે છે. આતશ ઉપર ખુશબો બાળવામાં ફ્રીમેશનો એવું સમજે છે કે તે ખુદાને પસંદ છે.

**યાહુદી** લોકો પોતાના દેવલોમાં બંદગી કરતાં એક બંદગીમાં આતશની સ્તૂતિ કરે છે, તેમાં એવું બોલે છે કે 'ફરેસ્તાઓ પણ એક બીજાને નશીહત કરે છે કે તમો આતશ બુજવશો નહિ.' વળી તેજ બંદગીમાં તેઓ ખુદાની તારીફમાં ગાય છે કે 'તું પોતે અશો છે અને ગોયા બળતા અંગારા જેવો છે.' બીજું યાહુદીઓના એતેકાદ પ્રમાણે આગલા વખતમાં તેઓના દેવલના

મુહૂર્તના દિવસે આકાશ ઉપરથી પવિત્ર અગ્નિ ઉતર્યો હતો કે જેને તેઓએ ઘણી મુદત સુધી જાળવી રાખ્યો હતો. મુસા પેગંબરે એક દેહેરૂં બાંધ્યું હતું અને તેમાં એક સમેદાની ગોઠવી હતી, જેને યાહુદીઓ 'ધી હોલી કેંડલ સ્તીક' કહેતા હતા, અને તે દર સાંજે સળગાવવામાં આવતી હતી. તેમજ સુલેમાનના દેહેરાંમાં એવી ૧૦ સુન્નાની સમેદાની આખી રાત સળગાવવામાં આવતી હતી.

**હિબરૂઓ,** પોતાના રહેવાના મકાનમાં આખી રાત ચેરાગ બળતો રાખવાની પોતાની ફરજ સમજતા હતા, અને કદાચ જો તે બુજાઈ જતો તો તેઓ મોટી આફત પોતાની ઉપર આવી પડવાની ધાસ્તી રાખતા હતા, અને તે ઉપરથી બાઇબલમાં એવું જણાવ્યું છે કે 'પાપીનો ચેરાગ બુજાઇ જશે.'

**લાટીન** અને **યુનાની** લોકો પોતાનાં દેવલમાં પાક ચેરાગ અને જાહેર સરઘસોમાં મસાલ બાળવાનું લાંબો વખત થયો સવાબ સમજતા આવ્યા છે, અને તેથી રોમના સેંટ પીટર્સના દેવલમાં અને બીજી જગ્યાઓમાં રાત દિવસ ચેરાગ બળતો રાખવામાં આવે છે.

**ખ્રીસ્તીઓના** બાઇબલમાં લખે છે કે મુસા તથા ઇજીહલ અને દાનીઅલને ખુદાતાલાએ પોતાના ફરમાનો જે જાહેર કર્યાં હતાં તે આતશના બળતા માંહેથી બતાવ્યું હતું. વળી એઓના એતેકાદ પ્રમાણે ક્રાઇસ્ટ જે છેલ્લે દિવસે આવનાર છે તેબી આતશના બળતા માંહેથી દેખાવાનો છે. બીજો એક ઇંગ્રેજી ગ્રંથકાર જણાવે છે કે ખ્રિસ્તી લોકો પોતાના દેવલોને જે રોનકદાર બનાવે છે તે આતશના બળતાંનો આકાર આપવાને મળતો છે. બાઇબલમાં જણાવે છે કે, ખુદા જે છે તે આ દુન્યાની રોશની અને

જીંદગી અથવા નૂર છે અને જો આતશ અને પવિત્ર આત્મા ખ્રિસ્તીઓને પાપથી મુકત કરે તો બીજી રીતે લેતાં પેલો શુક્રનો સેતારો પણ રોશની છે અને તે બામદાદના સેતારાનો પુત્ર કહેવાય છે

હિંદુ ધર્મ શાસ્ત્રમાં આતશની સ્તૂતી વિષે આવેલું છે. રૂગવેદના દસ મંડળ છે તેમાંના આઠમાંની શરૂઆતમાંનું પેહેલું મંત્ર અગ્નિની સ્તૂતીમાં જોડેલું છે, અને તેને સૃષ્ટી વાસી કરી ગણેલો છે. જેને પ્રિતી પૂર્વક વાહાલા યજમાન તરીકે બોલાવવામાં આવે છે અને તેને ઇશ્વર શક્તિનાં પારદર્શક રૂપ તરીકે કહયો છે. અગ્નિથી ઉતરતો દરજ્જો તેમાં ઇંદ્રનો ગણેલો છે. ગીતામાં કૃષ્ણ અર્જૂનને એવી ખબર આપે છે કે ઇશ્વરનું સ્થળ અગ્નિની ચેહેમાં છે. વિષ્ણુ પુરાણમાં બ્રહ્માના મુખમાંથી પેદા થએલા પુત્ર અગ્નિનું વર્ણન આપેલું છે. વળી હિંદુઓ હોમ યજ્ઞમાં આતશનો ઉપયોગ કરે છે. મોટા મોટા યજ્ઞ કરતી વેળા તેઓ આતશને સર્વેથી શ્રેષ્ટ જગાપર રાખે છે અને બ્રાહ્મણોજ તે ક્રિયા કરી શકે છે.

**મહમદીઆન** લોકો આતશને ઘણીક ક્રિયા વેળાએ સુગંધી બાળવા માટે ઉપયોગમાં લીએ છે.

---

## આતશ બેહેરામ.

(આતશ–બહેરે–આમ.) જરથોસ્તી લોકોની બંદગી કરવાની મુખ્ય જગાને આતશ બેહેરામ કહે છે. આ બોલ ખરી રીતે આતશ–બહેરે–આમ એમ બોલવો જોઇએ પણ અશુદ્ધ રીતે બોલાતો હોવાથી આતશ બેહેરામ એ શબ્દ ચાલુ વપરાસમાં આવે છે. આતશ–અગ્નિત્વ પ્રકાશીત ઝરો. બહેરે–મુરાદ, આમ-

ખલકત; યાને સર્વ જગતની પ્રજાની મુરાદ બર લાવનારે અગ્નિનો ઝરો.)

આતશને કેબલા તરીકે રાખવાની જગાને આગલા વખતમાં આંતશગાહ, આતશકદેહ, આતશખાને અને એવાજ બીજા નામે ઓળખતા હતા. આતશ બહેરામ આ શબ્દ પ્રાચીન વખતમ ઇરાનમાં વપરાયલો જણાતો નથી; પણ આ શબ્દની ઉતપન્તિ થવાનું કારણ બીજું જણાવવામાં આવે છે કે, જ્યારે પારસી ઓનાં અસલ વતનથી જરતોસ્તીઓ ઇરાન દેશ આરબોની જા સ્તીને લીધે તજીને હિંદુસ્થાન તરફ આવવા માટે દર્યાને રસ્તે વાહાણોપર સ્વાર થઇ નીકળ્યા હતા, ત્યારે તે કમનસીબોને દર્યાએ પણ તુફાનના વમલમાં લઇ બહુ હેરાન કર્યા અને તમામ કોમ ડુબી જઇ ફના થઇ જાય એવી સ્થિતીમાં આવી, ત્યારે તે વાહાણો ઉપરના તમામ બુજર્ગોએ અને અથોરનાનોએ એક નઇઅત (માનતા) કીધી કે "જો તેઓને આવા મુશકેલીન વખતમાં બેહેરામ ઇજદ ફરેશ્તો મદદ કરે તો હિંદુસ્થાનની જમીન ઉપર સલામત ઉતરતાંજ પાક બેહેરામ ઇજદની યાદમાં એક આતશબહેરામ બાંધશે.' આ તેમનું ચાહવું બર આવ્યું અને તેઓ સહીસલામત સંજાણ જઇ પુગા. સંજાણમાં ઉતારો લીધ પછી પોતાની બંદગી તથા ક્રિયા કરવા માટે તથા પોતે માનેલી માનતા પુરી કરવા થકી બેહેરામ ઇજદનાં નામપરથી આતશ બહે રામ પરઠવાનું ઠેરવ્યું. તેઓએ ત્યાર પછી "જાદી રાણા પાસેથી પરવાનગી લઇ ખોરાસાનથી પોતાની સાથે લાવેલા આલા તોથી તૈયાર કરીને એક જૂદી ઇમારત બાંધી. તેમાં પ્રથમ આતશ બેહેરામ સંવત ૭૭૭ના માસ ૯ ને વદ ૯ ને દિવસે

તખ્તનશીન કીધાં. તે વિષે એવી કથા ચાલે છે કે, પ્રથમ આતશ બેહેરામ સ્થાપન કીધાં તે વેળા વિજળીનો આતશ મેળવવા માટે વડા દસ્તુર પોતાના હમદીનોને પોતાની સાથે લઇ જંગલમાં ગયા અને પથ્થરની એક મોટી શીળાપર સુકાં સુખડને મુકયું અને ચાર મુખ્ય દિશાએ ચાર અતિ પરહેજગાર મોબેદોને ભણતર ભણવા ઉભા રાખ્યા, અને બુલંદ અવાજે માથ્રવાણી પઢવી શરૂ કીધી. દસ્તુરે આકાશ તરફ જોઇ ગેબી શકિતવાલા કલામો પઢયા કે તુરત એક વિજળી પેલાં સુખડ પર પડી અને આતશ રોશન થયો. આજે સેંકડો વર્ષો થયાં આ વિજળીનો આતશ બીજા આતશો સાથે હાલનાં ઉદવાડાનાં આતશ બહેરામમાં છે.

આતશ બહેરામમાં જે આતશનો કેબલો રોશન હોય છે તે પ્રથમ સ્થાપન કરતી વેળાએ તેમાં ૧૬ જાતના જૂદા જૂદા આતશો પવિત્ર કરી લેવામાં આવ્યા છે. આપણી વાતાવરણ ચોમેર ફરતી સઘળી આતશ યાને આતશબાજીથી ભરપુર છે. આ કારણને લીધે આતશ બેહેરામ સ્થાપતી વખતે જૂદી જૂદી જાતના ચઢ ઉતર શકિત પંકિત ધરાવતા આતશો લઇ તેને પાવન કરી બાલાતર સ્થિતિમાં લાવવામાં આવે છે, તેમાં જૂદાં જૂદા ધંધાદારીઓ હસ્તકથી વપરાતા આતશ મધેના લાવવામાં આવે છે, અને તે આતશો જૂદા જૂદા રાખી એક સૂરાખદાર ચમચની મારફતે તેઓનો અરક ઘટતી ક્રિયાથી ખેંચી કાઢીને એક કરવામાં આવે છે. પછી ગમે તેવા દરજ્જાનો યા ગમે તેવી હાલતના માણસને ત્યાંનો હોય, તોબી જયારે ઘટતી ક્રિયા તથા ભણતર કરીને તેઓના ખાએશ નૂરનો અરક એક બીજાની સાથે ભેળી નાખવામાં આવે છે, એટલે તે સઘળા એકજ દરજ્જાના આતશો

થઇ જાય છે, અને પાદશાહી આતશમાં કે લોહારના આતશ યા ફકીરના આતશમાં કાંઇ ફરક રહેતો નથી.

આ આતશો મેળવવાની રીત તથા પવિત્ર કરવાની રીત એ છે કે, જે ધર્મગુરૂ આ આતશ એખઠા કરવા જાય છે તે જૂદી જૂદી સઘડીઓ, ભઠીઓ, તથા ખાડાઓમાંથી આતશને કોલસો લેતા નથી. દરેક આતશ મેળવવા માટે રૂનો એક ગોળો અથવા બાળવા લાયક બીજી વસ્તુ સળગાવી તે પવિત્ર આતશ બનાવે છે. એ પ્રમાણે પેહેલામાંથી મેળવેલા આતશમાંથી તે બીજો આતશ સાહૂચેતીથી સળગાવે છે અને તેની જોતથી વળી ત્રીજો, ત્રીજાની જોતથી ચોથો, એ પ્રમાણે પાવન કરતે જાય છે. કેટલીક વખતે ૯ તથા કેટલીક વખતે ૨૦ જોતથી તે આતશ મેળવે છે. તે ત્યાં સુધી કે મૂળ મુખ્ય આતશને હલક ઉપયોગમાં લીધો હોય તો તે પવિત્ર ભાગ સાફ થઇ ફકત સર્વેથી પવિત્ર ભાગ બાકી રહે છે. ત્યાં સુધી તે ઉપર કહ્યા પ્રમાણે નર્વ જોતો બનાવતો જાય છે. એવી ક્રિયા કીધા પછીજ તે આતશ પોતાની પવિત્રાઇએ પુગેલા કહેવાય છે. પછી તેમાં વિજળીને પવિત્ર આતશ મેળવી તેને બાલાતર કરે છે.

આતશોનો આ પવિત્ર કેબલો બનાવવા માટે ૧૬ ઉપરાંત આતશોની જરૂર હોય છે. તેનાં નામની ટીપ નીચે પ્રમાણે છે- નસાના આતશ, છાના ઇત્યાદીના, મીટ્ટી પકાવતા ઇંટ ચુનો, નળીય કુંડા ઇત્યાદીનાં, કુંભાર અને કોડીના વાસણ બનાવનારના, પીત્તલ તથા ત્રાંબા સાથે કલાઇની મેલવણી બનેલી મિશ્રીત ધાતુની ભટ્ઠીમાંના, સુન્નૂ ગાળવાનાં, રૂપું ગાળવાનાં, લોહું ઓટવાની ભટ્ઠીના, મિશ્રીત ધાતુનાં વાસણ બનાવવાના કારખાંનાના, અથવ

જસતના, ભઠીયારાને ત્યાંના, ચેહેના આતશ, કલાઇ બનાવવાની ભઠ્ઠીના, ભરવાડ અથવા વનજારાને ત્યાંના, લશ્કરી છાવણીમાંના, હાકેમના, વિજળીના ને મુરદાં બાળવાના આતશ પાવન કરી કેબલામાં મુકવામાં આવે છે.

હાલમાં પારસીઓનું પુરાણું આતશ બેહેરામ ઉદવાડા ખાતે છે. પુરાતન ઇરાનીઓએ ઇરાનથી નાહાશી આવી જાદી રાણાના રાજ્યમાં પહેલ વહેલું આતશ બેહેરામ સંજાણમાં સ્થાપ્યું. અહીંયાં જાદી રાણાનાં વંશજના તાબામાં ઘણાં વર્ષો રહ્યા પછી ઇ. સ. ૧૪૬૯માં મેહમુદ બેગડાએ ચઢાઇ કરી જાદી રાણાનું રાજ્ય લીધું ત્યારે પારસીઓ પર જુલમ ગુજરવા માંડયાથી બાકી બચેલા જરથોસ્તીઓ પોતાની સાથે આતશ બેહેરામને લઇને 'બાહારોતના' પહાડોની ખીણમાં ૧૨ વર્ષો સુધી જઇ રહ્યા. વળી ત્યાંથી વાંસદાના જંગલમાં જઇને ૧૪ વર્ષ પોતાનો ધરમ ઘણી મુશીબત ભરી સ્થિતીમાં જાળવી ટેક રાખ્યો. આ વેળા નવસારીમાં ચાંગા આશા નામે એક તવંગર બેહેદીન હતો તેણે મદદ કરી આતશ બેહેરામને જંગલમાંથી નવસારીમાં ઇ. સ. ૧૪૮૨માં લાવી સ્થાપન કીધાં. નવસારીમાં આ આતશ બેહેરામ ઇ. સ. ૧૭૩૩ સુધી વગર દહેશતે સચવાઇ રહ્યા હતા, પણ ઇ. સ. ૧૭૩૨માં પીંઢારાઓનો જુલમ ઘણો ગુજરવા માંડયાથી મોબેદોએ રાતોરાત તેજ સાલમાં સુરત જઇ તેને સ્થાપન કર્યો. પછી સમાધાની પંથરાતાં ઇ. સ. ૧૭૩૩ માં પાછા સુરતથી નવસારી જઇ પરઠીયા હતા. અહીં જે સંજાણા મોબેદો આતશ બહેરામ સાથે આવ્યા હતા, તેઓને અને નવસારીના ભગરસાથના મોબેદો વચ્ચે પોતાના હક્ક મોટો કજ્યો જાગ્યો,

તેથી તેઓએ સોનગઢ ખાતે ગાયકવાડની દરબારમાં જઇ ઇન્સાફ માંગ્યો. તેઓની અરજ ઉપરથી ગાયકવાડે તેઓને પરવાનો કરી આપ્યાથી તેઓએ નવસારીના આતશ બેહેરામને ઇ. સ. ૧૭૫૧ ની ૧લી અકટોબરે વલસાડ લઇ જઇ સ્થાપ્યા. પછી મોબેદોએ રાજી ખુશી બતાવ્યાથી અનજુમને દામાજીરાવ ગાયકવાડ પાસેથી પરવાનો લઇ એકમતે ઇ. સ. ૧૭૪૨ના અકટોબર મહિનાની ૨૮ મીએ ઉદવાડા ખાતે જઇ આતશ બેહેરામ સ્થાપન કીધા, જે હાલમાં પણ કાયમ છે.

દુનિયામાં જરતોસ્તીઓની વસ્તી ઘણીજ નહાની છે અને તેમાંના મુખ્ય આતશ બેહેરામો હિંદુસ્તાનમાં તથા ઇરાનમાં બે મળી દુન્યામાં એકંદર ૧૦ છે. તેમાં ઇરાન ખાતે બે આતશ, બહેરામોમાંનું એક યજદ શેહેરમાં છે, કે જે આતશખાનું સાસાનીયાન પાદશાહોના વખતનું સ્થાપેલું છે. ઇ. સ. ૬૫૨ માં આરબોએ ઇરાન સર કર્યા પછી આરબોનો દોર ઇરાનમાં ચાલુ થવાથી તેમનાં જુલમથી નાહારી યજદ તજ્યું અને અઘદા નામના ગામડા પાસેના 'શેક ફ્તહેયજદા' નામના એક બુલંદ પહાડપર લઇ જવામાં આવ્યા, ત્યાં ૩૦ વર્ષ રાખ્યા પછી સુલ્હે પંથરાતાં પાછા યજદ જઇ સ્થાપન કીધાં. બીજું આતશ બહેરામ કેરમાન ખાતે છે.

## હિંદુસ્તાનમાં પરઠાયલાં આઠ આતશ બેહેરામો.

| ઠેકાણું. | બંધાવનાર. | સ્થાપવાની તારીખ. | ટોળો. |
|---|---|---|---|
| (મુંબઇ.) | | રોજ માહ સને | |
| કરેલવાડી | કાવશજી બેરામજી બનાજી. | ૧૭—૪—૧૨૧૫ | કદમી. |
| ચર્નીવાડી | હોરમસજી બમનજી વાડીયા. | ૧૯—૨—૧૨૦૦ | શેહેનશાહી |
| બહારકોટ | દાદાભાઇ નસરવાનજી દાદીશેઠ | ૧૭—૧—૧૧૫૩ | કદમી. |
| ધોબીતળાવ | અંજુમનના ... ... | ૩—૨—૧૨૬૭ | શેહેનશાહી |

(દેશાવર.)

| | | |
|---|---|---|
| ઉદવાડા—અંજુમનનાં ... ... | ૯—૯— ૯૦ | શેહેનશાહી. |
| નવસારી—ખુરશેદજી ટેમુલજી દેશાઇ. | ૧૭—૨—૧૧૩૫ | શેહેનશાહી. |
| સૂરત —દાદાભાઇ નશરવાનજી મોદી. | ૧૭—૨—૧૧૯૩ | શેહેનશાહી. |
| સૂરત —પેસ્તનજી કાલાભાઇ વકીલ. | ૩—૪—૧૧૯૩ | કદમી. |

## આસમાન.

દુનિયામાં પાણી, ભૂમિ, ઝાડપાન, પશુ, પક્ષી વગેરે ઉત્પન્ન કરવાં પેહેલાં ખુદાએ આસમાન પેદા કર્યું હતું. પ્રથમ અહૂરમજદે ૪૫ દિવસની મુદતમાં આસમાન પેદા કીધું, પછી ૭૫ દિવસમાં ધર્તિ, ૬૦ દિવસમાં પાણી, ૩૦ દિવસમાં વનસ્પતિ, ૬૦ દિવસમાં પશુ, ૨૦ દિવસમાં નૂરી પેદાયશ અને ૭૫ દિવસમાં મનુષ્યની ઉત્પન્તિ કરી હતી. આ મુજબ આસમાન અને સર્વ પેદાયશો પેદા કરતાં ૩૬૫ દિવસ લાગ્યા હતા. આ આસમાનનું દળ ૯૦૦ ફરસંગ જાડું હોઇ તે પોલાદ જેવું મજબુત છે. જમીનથી આ-સમાનની ઉંચાઇ ૩૩૦૦૦ ફરસંગ છે. આ પેહેલા આસમાનને સત્તર પાય કહે છે. બીજું આસમાન 'ખોરશેદ પાય' સત્તર પાયથી ૩૩૦૦૦ ફરસંગ દૂર છે, ત્રીજું ગરોથમાન પણ તેટલુંજ દૂર છે ને ચોથું પશૂમાન ગરોથમાનથી ૩૩૦૦૦ ફરસંગ ઉપર છે. ત્યાં એવી તો બેહદ રોશનીનો તેજોમય પ્રકાશ પ્રકાશી રહેલો છે કે જે પછી કશું ત્યાં હસ્તી ધરાવતું નથી.

## ગાહમબાર.

અવસ્તાઇ જમાનામાં ખેડુતો પોતાની ખેતીનો ધંધો ઋતુના ચોક્કસ ફેરફારો સાથે કરતા. અને તે વખતને વર્ષના ૬ ભાગોમાં વેહેંચી નાખી તેમને ૬ ગાહમબારોને નામે ઓળખતા.

**મઍદીઓજરેમ**—પુર કુદરતી હરીયાલીનો વખત વર્ષને ૪૫ મે દિવસે અર્દીબેહેસ્ત મહિનો ને ખોરશેદ રોજથી શરૂ થાય છે, અને દેપમેહેર રોજે ખતમ થાય છે, એ વેળા પક્ષી વસંતનો બહાર ખીલે છે.

**મઍદીઓશાહેમ**—પેહેલો ગાહમબાર પછી ૬૦ મે દિવસે યાને વર્ષના ૧૦૫ મે દિવસે આવે છે. આ ગાહમબાર તીર મહિનો ને ખોરશેદ રોજથી શરૂ થઇ દેપમેહેર રોજે પુરો થાય છે. આ હિંગામ ઉપર ખુદાએ પાણી પેદા કર્યું હતું.

**પએતેશાહેમ**—આ ગાહમબાર વર્ષના ૧ લા દિવસથી ૧૮૦ મે દિવસે યાને બીજા હંગામથી ૭૫ મે દિવસે આવે છે. આ હિંગામ શેહેરેવર મહિનો ને આસ્તાદ રોજથી શરૂ થઇ અનેરાન રોજે ખતમ થાય છે. આ હિંગામ ઉપર અહૂરમજદે જમીન પેદા કરી હતી.

**અયાથ્રેમ**—વર્ષના પેહેલા દિવસથી ૨૧૦ મે દિવસે વસંત યાને ૩ જા ગાહમબાર પછી ૩૦ મે દિવસે મેહેર મહિનો ને આસ્તાદ રોજથી અનેરાન રોજવેર હોય છે. એ ગાહમબાર કરનારને ૧૦૦૦ ઉંટની માદા બચ્ચાં સાથે ભેટ આપી હોય, તેટલો સવાબ લાગે છે.

**મઍદીઆરેમ**—વર્ષના ૧ લા દિવસથી તે ૨૯૦ મે દિવસે શરૂ થાય છે. એ વર્ષની બે ઋતુઓ માહેલી બીજી પાંચ મહિનાવાલી જમેસ્તાનીના ૧૫૫ દહાડાની અધવચમાં જે ૭૭ મા મે દહાડે પડે પણ સગવડ ખાતર ૮૦ મે દિવસે. આ ગાહમબાર દે મહિનાનાં મેહેર રોજથી શરૂ થઇ બેહેરામ રોજે ખતમ થાય છે.

**હમસપથમએદએમ**—વર્ષના પેહેલા દિવસથી ૩૬૫ માં દિવસની અંતે યાને પાચમાં ગાહમબારથી ૭૫ મે દિવસે આ ગાહમબાર અહુનવદ ગાથાથી શરૂ થઇ વહીશ્તોયસ્ત ગાથા સાથે ખતમ થાય છે. આ હિંગામ ઉપર ખુદાએ માણસોને પેદા કીધાં. ઉપલા ગાહમબારો એક પછી એક જે દિવસ આંતરે પડે છે તેમનો સરવાલો ૩૬૫ના સંખ્યાનો આવે છે. અને એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે આગલા ઇરાનીઓનું વર્ષ ૩૬૫ દિવસનું હશે.

---

## ગેહ.

| હાવન ગેહ | ઉજીરન ગેહ | ઉશહેન ગેહ. |
|---|---|---|
| રપિથવન ગેહ | અઇવિસરૂથરેમ ગેહ | |

પેહેલવીમાં ગેહને ગાસ અને ફારસીમાં ગાહ બોલે છે. પુરાતમ ઇરાનીઓએ ૨૪ કલાકનાં ઠેરવેલા વખતને ગેહને નામે ઓળખતા.

ઉશહેન ગેહનો વખત મધ્યરાતથી બામદાદ સુધીનો યાને રાતે ૧૨ થી સહવારે સુર્ય ઉગે ત્યાં સુધી.

હાવન ગેહનો વખત સુર્યના ઉગવા પછી માથાં ઉપર આવે ત્યાં સુધી એટલે મધ્યાન બપોરે બાર વાગા સુધી.

રપીથવન ગેહનો વખત સુર્ય માથે આવ્યા પછીથી એટલે બપોરે બાર વાગ્યાથી તે સહાંજે ત્રણ વાગ્યા સુધીનો છે.

ઉજીરન ગેહનો વખત સહાંજે ત્રણ વાગ્યાથી સુર્ય અસ્ત પામ્યા પછી સાંજે તારા જણાય ત્યાં સુધી.

અઇવિસરૂથરેમ ગેહનો વખત સાંજે તારા દેખાવા માંડે ત્યારથી તે દેખાતા બંધ થાય યાને મધ રાત્રે બાર વાગ્યા સુધી છે.

## અમરૂ ને ચમરૂ.

એક પંખીનું જોડું. ફરવરદીન યસ્તમાં અમરૂ અને ચમરૂના 'ફ્રોહરો' ને આરાધવામાં આવ્યાં છે. તે ઉપરથી એઓ કોઇ પ્રાચીન જમાનામાં ઘણા ઉપયોગી પક્ષીઓ થયાં હોય !

## અરદાવિરાફ.

આ મહાન પુરૂષ ઇસવી સનની બીજી સદીમાં જન્મ્યો હતો. જ્યારે અરદેશર બાબેગાને પોતાની સત્તા ઇરાનમાં સ્થાપન કરી, તે સમયે જરથોસ્તી મજહબની સ્થિતિ ડામાડોળ હોવાથી દીનદારોનું યકીન મુસ્તકીમ પાયાપર લાવવા થકી તે વખતનાં દસ્તુર દાવરોએ એક અનજુમન આદરફ્રોબાહ*ના મકાનમાં બોલાવી. આ અનજુમનનાં દાનાવોનો વિચાર એવો હતો કે એક ધણીને આપણા પવિત્ર કલામોની ખુબીથી મીનોઇ જહાન મોકલી ત્યાંની બધી ખબરો મંગાવવી અને મીનોઇ તથા ખાકી જહાન વચ્ચે શું સંબંધ છે તે લોકોને જણાવવો. આ ઉપરથી આવાં કામને લાયક એવા સખશોમાંથી ચુંટીને ૭ સખશોને ચુંટી કાઢયા. તેમાંથી તે સાત જણાએજ ત્રણને ચુંટી કાઢયા, ને ત્રણમાંથી સેવટે અરદાવિરાફ એખલો ફતેહમંદ નીવડયો. વિરાફે પોતાને ચુંટી કાઢેલો જાણી અનજુમન સનમુખ ઉભો રહી કહ્યું કે "અગર જો તમારી

*ઇરાનમાં સરવેથી પુરાણા ગણાતા આતશોમાનાં આ એક આતશને પેહેલવેહેલાં ખાઇરીજમમાં હોમાવંદના પાહાડ ઉપર પરઠવામાં આવ્યો હતો, પણ પાદશાહ ગુશ્તાસ્પનાં વખતમાં તેને કાબુલના રોશન પાહાડ ઉપર લઇ જવામાં આવ્યો હતો; અને બુનદેહેશ કેતાબ લખાઇ ત્યારે તે કાયમ હતો.

મેહેરબાની હોય તો તે અનગમતું મંગ * મારા નામની ચીઠી નીકળે ત્યાં સુધી નહિ આપતા. પણ મારા નામની ચીઠી નીકળશે તો તે મંગ પી, હું પેલી જહાનમાં ખુશીથી જવશ." વિરાફના કેહેવા પ્રમાણે ચીઠીઓ નાખી અને તે ત્રણ વેળા વિરાફનાંજ નામની નીકળવાથી, તેજ મકાનમાં એક અલાહેદી જગામાં પોતાને સુગંધીથી તર કરી ઇધોરાપર ગલીચો બીછાવ્યો અને તે ઉપર ઘટતે વખતે બેસી ગુજરેલાં રવાનોની આરાધના કરી, અને ખોરાક ખાધો. પછી દીનના દસ્તુરોએ દારૂ તથા વિસ્તાસ્પના 'મંગ' થી ત્રણ પુલ્યાં ભરી હૂમત, હૂખ્ત ને હૂવરસ્ત બોલી પાયો, કે વિરાફ સુદ્ધીમાં હતો તેટલાં બાજ પાછી મેલી સુઇ ગયો. આ સમયે વિરાફની સાતે બેહેનો તેના બદનની રખેવાલી થકી સાત દિવસ તથા રાતો સુધી બેસી રહી, ને બીજા મોબેદોએ પવિત્ર ભણતરો ચલુ રાખ્યાં. વિરાફ મંગ પીધા પછી ઇન્સાફની ટોંચવાલા મિનોઇ પહાડ ઉપર જઇ ત્યાં અશો ફરોહરોની મદદથી જ્યાં જ્યાં ફર્યો તેના વર્ણનનાં લગભગ ૯૮ પ્રકરણો અર્દાવિરાફ નામામાં આપ્યાં છે. સાતમે દિવસે જાગૃત થઇ પોતે જોયલું સર્વ એક લેખક પાસે લખાવ્યું આ વિરાફ નામામાં મનુષ્ય જાતીને પોતાની ચાલચલણપર કાબુ રાખવા માટેની ઘણીક ઉમદા બાબદો રસીક રીતે વર્ણન કરેલી છે.

---

*પુરાતમ ઇરાની જમાનામાં એવો વિચાર હતો કે જે કોઇ મરદ ઘણોજ પરહેજગાર હોય તે મંગ નામની એક કેફી વસ્તુ પીએ તો પોતાના આત્માને પેલી દુન્યામાં મુસાફરી કરાવી બેહેસ્ત દોજખનો મહિમાં બતાવી શકતો. પાપી સખશ એ ચીજ પીધાથી હેરાન થતો હતો.

# ઇરાનનો સંક્ષિપ્ત પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસ.

**આબાદી ટોળો.**—દુન્યાના સર્વોપરી રાજ્યોમાં આગળ ઇરાનનું રાજ્ય મ્હોટાઇમાં શ્રેષ્ટ અને સર્વેથી પ્રાચીન હતું. એમ જણાવવામાં આવે છે કે છેલ્લા યુગ (દોર) ના અંતમાં મનુષ્યનું એક જોડું આ દુનિયામાં રહી ગયું. તેમાં પુરૂષનું નામ **મેહાઆબાદ** હતું પણ સ્ત્રીનું નામ જણાવવામાં આવ્યું નથી જોડાંને ત્યાં બચ્ચાં બાળાની વૃદ્ધિ થતાં તેઓ પહાડોના ગુફામાં વસી પશુના ચામડાં વડે બદન ઢાંકી શેકાર કરી નિર્વાહ કરતાં. ખુદા તરફથી મેહાઆબાદને એક જ્ઞાનનો ગ્રંથ મલ્યાથી તેણે તે મુજબ સર્વ કારોબાર ચલાવી તહેવાર ઉપયોગી ચીજો શોધી કાઢી, અને ગામો બંધાવી, ત્યાં પોતાની બોહોળી સંતતિને વસાવી. એના ૧૩ વંશજો રાજા તથા ધર્મગુરૂ તરીકે કામ બજાવી ગયા; તેઓ આબાદને નામે પ્રસિદ્ધતા પામ્યા. આ ટોળાનો છેલ્લો સરદાર 'આજર આબાદ' થયો, તેણે અનેક વર્ષ રાજ્ય અમલ ભોગવી ગોફેનશીન થતાં સર્વત્ર અંધાધુંધી અને મારફાડ ચાલી. આથી પ્રજાના આગેવાનોએ 'જેઆફરામ' નામના પરહેજગારને પાદશાહ બનાવ્યો. એનાથી 'જેઆનિઆન' વંશની સ્થાપના થઇ. આ ટોળાનો છેલ્લો પાદશાહ 'જીઆબાદ' થયો. તે પછી શાહા કલીવ થયો. તેનો છેલ્લો વંશજ 'શાહે મહાબુલ' હતો. તેણે પણ તખ્તો તાજ તજી વનવાસ લીધાથી રાજ્યમાં મોટો ઝગડો ઉઠયો, જેથી તેનો બેટો 'યઆસાને' એ રાજ્ય તખ્તનો અખત્યાર લઇ સર્વત્ર સમાધાની પાંથરી લાંબો વખત રાજ્ય અમલ ભોગવ્યો. એના વંશમાં છેલ્લો પુરૂષ 'યાસાની' નામે થયો,



૧૩૧ જમશેદ પાદશાહ.

જેનાં મરણુથી આબાદી ટોળાનો અંત આવ્યો અને ઇરાનમાં જગેજગ મારફાડ અને ખુનરેજી ચાલી.

**પેશદાદી વંશ**–ઇરાનમાં ઉપલો બનાવ બનતાં કેટલાક ડાહયા લોકોએ **ગયોમર્દ**ને જંગલમાં બંદગીમાં મશગુલ થઇ બેઠેલો શોધી કાઢયો. આ મર્દ ડાહયો અને જૈફ દાનેશમંદ હોવાથી એને ગાદીનશીન કીધો. કહે છે કે ગયોમર્દને તાબે સિંહ, વાઘ, વગેરે હિંસક પશૂઓ હતા; જેઓ લડાઇના સમયે

ઇ. સ. પુર્વે ૪૫૮૦

બળતવારીથી લડવાની તાલીમ પામ્યા હતા. પેહેલી 'દેવો' સાથની લડાઇમાં **શિઆમક** માર્યો ગયો. આથી બીજી લડાઇમાં શિઆમકના બેટા હોશંગને મોકલ્યો તેણે 'દેવો' પર જીત મેળવી. ગયોમર્દ ૩૦ વર્ષ રાજ્ય અમલ ભોગવી મરણુ પામ્યો ત્યારે તેનો બહાદૂર પૌત્ર **હોશંગ** તખ્તનશીન થયો, એણે પોતાના ૪૦ વર્ષનાં રાજ્ય અમલ દરમ્યાન જગેજગ શેહેરો બંધાવી નેહેરોના બાંધકામો કરી ઇરાનને આબાદ કર્યું. એના પછી **તેહેમુરસ્પ** ગાદીએ બેઠો. તેહેમુરસ્પને 'દેવબંદ'

ઇ. સ. પુર્વે ૪૪૬૦

યાને બુરાઓને બાંધનાર યાને જેર કરનાર કહે છે. એણે લશકર રાખવાની નવી પદ્ધતિ શરૂ કરી. એનો રાજ્ય અમલ ૩૦૦ વર્ષ સુધી લાંબો નિવડયો હતો. 'એના પછી એનો ભાઇ વિવીનગાનનો બેટો મહાન **જમશેદ** ગાદીનશીન થયો. એ પાદશાહ તેમજ પેગંબર તરીકે પણ જાણીતો થયો હતો. વિદ્યા હુન્નરની પ્રથમ શોધો જમશેદે કરી હતી. એના અમલથી જમશેદી નરોજની સ્થાપના થઇ હતી. જમશેદે પ્રજાના ૪ વર્ગ કીધા અથોરનાન, રથેશતાર, વાસ્તરીઓશ અને હુતોક્ષ.

ઇ. સ. પુર્વે ૩૩૪૦ થી ૩૭૪૦

સેંકડો વર્ષ સુધી અહુરમજદની પેદાયશમાંથી મોત, બુઢાપો, મરકી વગેરે એણે દૂર કરી હતી; પણ મગરૂરીથી પોતાનું ખોરેહ ખોઇ દેતાં જોહાક નામના અરબ પાદશાહને હાથે હાર પામી ભટકતી જીંદગી દરમ્યાન કેદ પકડાઇ માર્યો ગયો હતો.

**જોહાકને** કોઇ પાદશાહ જમશેદનો ભાણેજ જણાવે છે.

ઇ. સ. પુર્વે ૩૫૪૦ થી ૩૪૪૦ (સચિત્ર)

ફરદુનજી મર્ઝબાનના શાહાનામા મુજબ એ 'મિરદાસ' 'મરદાસતાજી'નો બેટો હતો. અ૦ સો૦ દ. કામદીન કૃત ઇરાનની તવારીખ મુજબ એ 'અલવાન'નો બેટો હતો. 'જહાનઆરા' ગ્રંથ મુજબ એ ગયોમર્દના બેટા શિઆમકનો એક વંશજ હતો. એણે 'દુજ હુખ્ત' નામે એક બુલંદ મેહેલ બંધાવ્યો હતો. એણે પોતાના ૧૦૦૦ વર્ષનાં રાજ્ય અમલ દરમ્યાન જમશેદ તથા તેના કુટુંબનો નાશ કરી ઇરાનને ઉજ્જડ કીધું. આથી દેશમાં બળવો થયો, તેમાં કાવેઅહંગાર નામના લોહારે આગેવાન ભાગ લઇ જમશેદના એક વંશજ ફરેદુનને શોધી કાઢી મોટાં લશકરપર તેને સરદારી આપી.

**ફરેદુને** જોહાકનું રાજ્ય જીતી તેને કયામત વેરના બંદિખાનામાં પુર્યો.

ઇ. સ. પુર્વે ૩૩૯૦

ફરેદુન જોહાકના બંદમાં પડેલી અરનવાજ તથા શેહેરનવાજને છોડવી તેમની સાથે પરણ્યો. એણે પોતાની હૈયાતીમાં પોતાના બેટાઓ સલમ, તૂર અને એરચ એમને પોતાનું રાજ્ય વેહેંચી આપ્યું. તેમાં નાના બેટા **એરચને** ઇરાનનું તખ્ત આપવાથી મોટી લડાઇ ઉઠી. તેમાં એરચ માર્યો ગયો; પણ તેના વંશજ મિનોચેહેરે પોતાના વડવાના ખૂનનો કીનો લઇ સલમ તથા તૂરને જબેહ કર્યા હતા.





જેલાક પાદશાહ.

**મિનોચેહેરને** ફરેદુને પોતાની હૈયાતીમાં રાજ્ય આપ્યું. એણે ઇરાનને આબાદ કર્યું હતું. એના અમલમાં જાલનો જન્મ થયો, ને તે કાબુલના પાદશાહ મેહેરાબની બેટી રોદાબે સાથે પરણ્યો હતો; અને તેમને ત્યાં તેહેમતન રૂસ્તમ જનમ્યો હતો.

ઇ. સ. પુર્વે ૩૦૪૮.

**નવજર** મિનોચેહેર પછી ગાદીએ બેઠો પણ એ મોજીલો અને જુલ્મી હોવાથી એના રાજ્યમાં બેદાદી ફેલાઇ; પણ 'સામે' પાદશાહને સારે રસ્તે દોરવવા માંડયો તેટલાં પશંગના બેટા અફરાશિઆબે ઇરાનપર ચઢાઇ કરી તેમાં નવજરનું ઇરાની લશકર હાર પામતાં નવજર કેદ પકડાયો ને ઇરાનનાં તખ્તપર તુરાની અફરાશિઆબ બેઠો.

ઇ. સ. પુર્વે ૩૦૪૧

**અફરાશિઆબ** ઇરાનનો ધણી થતાં જાલે તેની સામે લડાઇ ઉઠાવી. આ લડાઇમાં અફરાશિઆબને ભારે નુકસાન પોંહચવાથી તેણે ગુસ્સામાં નવજરને મારી નખાવ્યો, અફરાશિઆબ ઇરાનપર માત્ર ૧૨ વર્ષ રાજ્ય અમલ ભોગવ્યા પછી જાલને હાથે સખત હાર પામ્યો.

ઇ. સ. પુર્વે ૩૦૨૯ (સયિત્ર)

જો ફરેદુનના બેટા સેલમનો પૌત્ર થતો હતો અને તે પાદશાહી ખાનદાનનો હોવાથી તેને ઇરાનની ગાદીપર બેસાડયો. રાજ્યાસનપર બેઠો ત્યારે તે છેક જૈફ ઉમરે પુગો હતો. એણે દેશને આબાદ કરવા થકી અફરાશિઆબે પુરી નાખેલી નેહેરો ખોદાવી તથા ખેડુતોને કર માફ કર્યો, તેમજ ઇરાનમાં આઇન

અને અજાઇન નામે બે નાળાં ખોદાવ્યાં અને તે મારફતે નેહરો ભરપૂર કીધી.

**કેરસારપ** (ગરશાસ્પ) નબળાં મનનો પાદશાહ હતો. એના અમલમાં અફ્રાશિઆબે ઇરાનપર ચઢાઇ કરી ત્યારે તેહેમતન રૂસ્તમે તેની સામે થવા આગમજ ઇરાનના તખ્ત પર કોઇ બહાદુર, કુન્હેબાજ ધણીને બેસાડવાની કોશીસ કરી અને કેરસારપને પદભ્રષ્ટ કરી કયકોબાદને અલબુર્જ પહાડપરથી આણી તખ્ત-નશીન કીધો. કેરસારપના પદભ્રષ્ટ થતાં પેશદાદી વંશનો અંત આવ્યો.

ઇ. સ. પુર્વે ૨૯૯૪

* * * * *

**કયાની વંશ**—કયાની વંશનો પેહેલ્લો સ્થાપક કયકોબાદ હતો. એ મિનોચેહેરની ઓલાદનો પાદશાહી લોહી ધરાવનાર વિદ્વાન પાદશાહ થઇ ગયો છે. એણે અફ્રાશિઆબને લડાઇમાં હરાવ્યો હતો. કયકોબાદ સાથે છેલ્લે અફ્રાશિઆબના બાપ પશંગે કોલકરાર કરી બેઉ રાજ્યોની હદ જીહુન નદીની સરહદ સુધી નક્કી કરી હતી. એણે ઘણાંક વર્ષો સુધી રાજ્યપદ ભોગવ્યું હતું.

ઇ. સ. પુર્વે ૨૯૯૪

**અઇપિવંઘુ** કયકોબાદ પછી પોતાના બાપની ગાદીપર તખ્તનશીન થયો, એમ કેટલાક તવારીખ નવેશો જણાવે છે. એણે ૧૫ વર્ષ રાજ્ય અમલ ભોગવ્યો હતો. પણ તે વિષે શાહાનામામાં કશો પુરાવો મળતો નથી.

**કયેકાઉસ** અઇપિવંઘુ પછી ચાલાક અને કીર્તીવંત પાદશાહ થયો. એણે હુલ્લડાઇ કરી માજનદરાનના પહાડી દેશપર ચઢાઇ કરી, ત્યાંના સફેદ દેવ નામના રાજાના હાથમાં કેદ પડયો હતો. ત્યાંથી એને રૂસ્તમે છોડવ્યો હતો. કયકાઉસે અથોરનાન

ઇ. સ. પુર્વે ૨૯૧૩ થી ૨૮૫૩ (સચિત્ર.)





કયકાઉસ પાદશાહ.

ટોલાને વાસ્તે દમાવંદ પર્વતને કોતરી તેમાં બુલંદ મેહેલો બનાવ્યા હતા. એના વડા બેટા **શિઆવક્ષ** પર મતરાઇ માએ જુઠા તોહમતો મેળવાથી તે અફ્રાશિઆબની દરબારમાં જઇ રહી, તેની બેટી ફરંગીજ સાથે પરણ્યો હતો. છેલ્લે અફ્રાશિઆબના ભાઇ કરસેવજના કાવત્રાંથી તે માર્યો ગયો હતો. જમિયાદ યશ્ત મુજબ શિઆવક્ષથી ફરંગીજને બેટી અવતરી હતી; જે છોકરીનાં લગન નરૂના ખાનદાનના અઘ્રેરસના છોકરા સાથે થયાથી તેને પેટે કયખશરૂ પેદા થયો હતો.

**કયખશરૂને** કયકાઉસે શોધી આણી ગાદીનશીન કીધો. કયખશરૂએ અફ્રાશિઆબ સાથ અનેક લડાઇઓ લડી અંતે તેને તથા તેના ભાઇ કર્સેવજને મારી નંખાવ્યા હતા. કયખશરૂએ ચીન, હિંદુસ્થાન, તારતરી, અફ્ઘાનિસ્તાન, તુરાન વગેરે દેશો જીતી લીધાં હતાં. એણે લોહોરાસ્પ નામની કયકાઉસના જમાઇને ગાદીએ બેસાડી પોતે ગોશેનશીન થયો હતો. આ પાદશાહનું નામ હજી તંદરોસ્તીમાં લેવાય છે.

ઇ. સ. પુર્વે ૨૭૭૮ (સચીત્ર.)

**લોહોરાસ્પ** પાદશાહ ઉદાર અને ભલો હતો. એણે ચીન તથા તાર્તરી દેશપર મજબુત સત્તા સ્થાપન કરી. એણે લાંબો વખત રાજ્યપદ ભોગવી એકાંતવાસ સ્વિકારતાં ગુશતાસ્પને પોતાની હૈયાતીમાં ગાદી-નશીન કીધો. એનું મરણ સ્પેંતમાન જરથોસ્ત પેગંબર સાથે બંદગી કરતાં આતશબહેરામમાં તુરાની દુશમનોને હાથે નિપજ્યું હતું.

ઇ. સ. પુર્વે ૨૬૯૮

**ગુશતાસ્પનો** રાજ્ય અમલ ઇરાનની તવારીખમાં જાણીતે થઇ ગયો છે. એના અમલમાં સ્પેંતમાન જ
ઇ. સ. પુર્વે
૨૬૬૮
(સચિત્ર.)
થોસ્ત પેદા થયા હતા, અને તેમની પવિત્ર દી પાદશાહ તથા રાણી અને શાહાજાદા અસપંદિઆ પ્રથમ સ્વિકારી હતી. જે પછી આ પવિત્ર દી તમામ ઇરાનમાં ફેલાઇ હતી. આથી અરજાર સાથે લડાઇ ઉઠી, તેમાં એક સમે ગુશતાસ્પને સિસ્તાન તરફ રૂસ્તમને ત્ય પરોણા તરીકે ઉતર્યો હતો, તેનો લાભ લઇ દુશમનોએ ઇરાનપર જી મેળવી મોટી કતલ ચલાવી આતશકદેહને ભારે નૂકશાન પોંહ ચાડ્યું હતુ. તેમાં લોહોરાસ્પ તથા સ્પેન્તમાન જરથોસ્ત પણ માર્યા ગયા હતા. આથી ગુશતાસ્પે અસપંદિઆરને બંદમૂક્ત કર અરજાસ્પ સામે લડવા મોકલી તેનો જાન લીધો. ગુશતાસ્પન વજીર ફ્રેરોસસ્ત્ર તથા જામાસ્પ મોટી પ્રસિદ્ધતા પામ ગયા છે. અસપંદિઆરે જરથોસ્તી દીન હિંદુસ્તાન તથ અરબસ્તાનમાં ફેલાવી હતી, તેણે અરબસ્તાનમાં બેહદીન (બેહદીન નામનું આતશબહેરામ બંધાવ્યું હતું. જે ઉપરથી તે શેહેર બ હેદીન તરીકે જાણીતું થયું ને તેનું અપભ્રંષ હાલ 'મદીના' છે અસપંદિઆરે યુરોપનાં કેટલાંક સુધરેલા ભાગોમાં પણ જરથોસ્ત દીનનો ફેલાવો કર્યો હતો; પણ અંતે ગુશતાસ્પની અદેખાઇથ રૂસ્તમને હાથે અસપંદિઆર માર્યો ગયો. ગુશતાસ્પે ૧૨૦ વર્ષ રાજ અમલ કર્યો હતો એમ તવારીખનવેશો જણાવે છે.

ક્યાની ટોળાનો છેલ્લો પાદશાહ જો કે ગુશતાસ્પનેજ જણ વવામાં આવે છે, તો પણ કેટલાક તવારીખ નવેશ
ઇ. સ. પુર્વે
૨૫૪૮
મુજબ તેનો બેટો **બેહમન** ગાદીનશીન થ હતો. એના ૧૨૦ વર્ષના અમલ દરમ્યાન તેહેમત

રૂસ્તમના ખાનદાનપર જુલમ ગુજારી તેને જડમૂળથી ઉખેડી નાખવાની કોશેસ કરી અને તેમાં ઘણે ભાગે ફાવ્યો હતો.

**દસ્તુરોનું રાજ્ય**—ગુશતાસ્પ પછીની ઇરાનની તવારીખ ગુંચવાડાભરી મળે છે, અને જે સીલસિલાબંધ લખવાની કોશેસ કરવામાં આવી છે તે વગર ખાતરીની માત્ર અનુમાનો પરથી રચાયલી છે. ગુશતાસ્પ પછી દસ્તુરો તથા મોબેદોનું જોર

ઇ. સ. પુર્વે ૨૪૨૮ થી ૨૦૬૮

વધ્યું, અને તેઓ એક ટોળું બનીને બલ્ખથી નિકળી બેબિલોન જીત્યું, અને ત્યાં જરથોસ્તી રાજ્ય સ્થાપી પાદશાહી કરી. તેઓ દસ્તુર તથા પાદશાહ તરીકેનો સામટો અમલ ચલાવતા. બેબિલોનમાં તેમને જરથોસ્ત્રોતેમો (દસ્તુરાન દસ્તુર) કહેતા. બેબિલોનમાં જરથોસ્ત્રોતેમોએ ૨૨૪ વર્ષ સુધી રાજ્ય અમલ ભોગવ્યો, તેમાં ૮ પાદશાહો થઇ ગયા હતા. આ વંશનો છેલ્લો પાદશાહ 'હુક્ષત્ર' નામે થઇ ગયો, તેને એસિરીયાના રાજા નાઇનસે (નીમરૂદની તોખમનો) હરાવી ઇરાનમાં એસિરીઅન રાજ્ય અમલ સ્થાપન કર્યો. 'તારીખે શાહાને ઇરાન' મુજબ કેયાની ટોળાએ ઇ૦ સ૦ પુર્વે ૨૯૯૪ થી ૨૦૬૮ સુધી ૮૭૬ વર્ષ રાજ્ય અમલ ભોગવ્યો હતો.

**એસિરિયાનું રાજ્ય**—નૈનસે ગંજાવર લશકરની મદદથી ઇરાન તથા બેબિલોન પર ફતેહ મેળવી. આ ફતેહ મેળવવાનું સર્વ માન 'નૈનસ' ના સરદાર 'મિનોનિસ' અને તેની બાનુ સેમિરામિસને ઘટે છે. આ બાનુની બહાદૂરી જોઇ નૈનસ તેની પર

ઇ. સ. પુર્વે ૨૦૬૮ થી ૭૧૦

ફિદા થયો, અને તેના ખાવીંદ મિનોનિસ પાસેથી છિનવી લીધાથી તે બહાદૂર સરદાર આપઘાત કરી મરણ પામ્યો. નૈનસ '૫૨' વર્ષ અમલ

ભોગવી મરણ પામ્યા પછી સેમિરામિસે રાજ્ય કારોબાર ચલાવવા માંડયો. આ બહાદૂર રાણીએ અનેક લડાઇઓમાં ફતેહ મેળવી હિંદુસ્થાન પર ચઢાઇ કરી; પણ સિંધુ નદી પાસે સખત હાર પામવાથી નહાશી ગઇ. જે પછી તેણીને તેના બેટા નિન્યાસે ઝેર દઇ મારી નાખી. તેના પછી અનેક હાકેમોએ રાજ્ય ચલાવ્યું. છેલ્લો પાદશાહ 'સાર્દાં નેપલ્સ' થયો. તે હિચકારો હોવાથી મીડ લોકોએ તેનાથી સ્વતંત્રતા મેળવી. અ. સો. દ. કામદીન કૃત તવારીખ મુજબ એ લોકો અને ઇરાનીઓ એકજ ખાનદાનથી ઉતરેલા અને એક ધર્મી હતા. આ એસિરિયન ટોળાએ ઇ૦ સ૦ પુર્વે ૨૦૬૮ થી ઇ૦ સ૦ પુર્વે ૭૧૦ સુધી રાજ્ય અમલ ભોગવ્યો હતો.

**મીડયન** શેહેનશાહતે એસિરિયન ટોળાનો અંત આણ્યો. મિડ ટોળાનો પેહેલો પાદશાહ ડિજોસિસ નામે એક આપબળે વધેલો જુવાન સરદાર હતો. તેણે ઇ. સ. પુર્વે ૭૦૮ થી ૬૮૬ સુધી રાજ્ય અમલ ભોગવ્યો હતો.

ઇ. સ. પુર્વે ૭૦૮

**ક્રેઆરટીસ** પોતાના બાપ પછી ગાદીનશીન થયો. એ પણ શૂરવીર અને ઉદાર હતો. એનો ખવાસ લડાયક હોવાથી તેણે એશિઆમાઇનર તરફ ચઢાઇઓ કરી જીત મેળવી, તે પછી એસિરિયાને તદન પાયમાલ કરવાના ઇરાદાથી સામો થયો, તેમાં નેબુખદનેજરને હાથે મોટી શિકસ્ત પામી ઇ. સ. પુર્વે ૬૩૩માં મરણ પામ્યો.

ઇ. સ. પુર્વે ૬૩૩

**ક્યાકસરિસ** તે પછી મોટું લશકર એકઠું કરી ગાદીનશીન થયો. પ્રથમ એણે નેબુખદનેજર સાથે લડાઇ કરી તેમાં જીત મેળવી, તે એટલા સુધી કે નિનિવેહને ઘેરો નાખી શેહેરને તદન પાયમાલ કીધું. એના

ઇ. સ. પુર્વે ૫૯૩

અમલમાં સિથિયન પ્રજાએ બંડ ઉઠાવ્યું, તેમને એણે દાબી નાખ્યા. હતા. આ વેળા તેઓના રાજા મેદીઇસે ફતેહે મેળવી કયાકસરિસને રખડતો કર્યો પણ એણે ફુન્હેબળથી તેમને જીઆફતમાં તેડી ત્યાં સર્વેને મારી નાખી મિડિયન રાજ્યને દુશમનોના હાથથી છોડવ્યું. એણે લિડિયનો સાથે લાગટ ૬ વર્ષ સુધી લડાઇ કરી તેમાં બેઉ હરીફો સરખા ઉતર્યા, તેટલાં એકાએક પુરેપુરૂં સૂર્ય ગ્રહણ થતાં બેઉ લશકરોમાં દહેશતની લાગણી ફેલાઇ, જેથી બેઉ હરીફો વચ્ચે સુલ્હે થઇ. એનું મરણ ઇ. સ. પુર્વે ૫૯૩ માં નિપજ્યું.

ઇ. સ. પુર્વે ૫૫૯

**એસ્તાયજીસ** પોતાના પિતાના મોત બાદ ગાદીનશીન થયો. એણે લિડિયા, બેબિલોન અને મિડિયાના જૂદા જૂદા ભાગના રાજાઓ સાથે સગાઇના ગાંઠથી જોડાઇ સર્વ સાથે સુલ્હે કરી. એની એક બેટી મેનદેન, કમ્બાઇસીસ નામે એક ઇરાની શાહજાદા સાથે પરણી હતી. આ શાહજાદીને ત્યાં સાઇરસનો જન્મ થયો. આ બાળક પરાક્રમિ અને શૂરવીર નિવડયો. એસ્તાયજસે પોતાના વજીર હાર્પેગસના બેટાને મારી નખાવ્યાથી પાદશાહ પર વેર લેવા તે વજીર સાઇરસે એસ્તાયજસને હરાવી મિડયન શેહેનશાહતનો અંત ઇ. સ. પુર્વે ૫૫૯ માં આણી પોતે પાદશાહ થયો. આ રીતે મિડ શેહેનશાહતનો અંત આવતા પારસી પ્રજાનું બળ ઇરાનમાં સર્વોપરી ગણાયું.

## હખામનિયાન વંશનું રાજ્ય.

ઇ. સ. પુર્વે ૫૫૮

મહાત્મા સાઇરસે (કાઇરસ) મિડયન શેહેનશાહતનો અંત આણી ઇ. સ. પુર્વે ૫૫૮માં હખામનિઆન શેહેનશાહતનો પેહેલો પાદશાહ થયો. એણે સાર્ડિનિયાની લડાઇમાં ઇ. સ. પુર્વે ૫૪૬ માં

લિડિયાના રાજા ક્રિસસને કેદ પકડયો. તેમજ બેબિલોન જીતી લઇ ત્યાંના રાજા બેલશાજરને ઇ૦ સ૦ પૂ૦ ૫૩૮માં કેદ પકડયો. યાહુદી લોકો ઇ૦ સ૦ પુ૦ ૫૩૨ સુધી તાબે રહ્યા. સાઇરસે મિસર, કાબુલ, સિંધ વગેરે દેશો જીતી લીધા હતા. એને સિથિયનોએ સખત હાર આપી હતી. મરણ ઇ૦ સ. પુ૦ ૫૨૯માં નિપજયું હતું.

**કંબાઇસીસ** કાઇરસ પછી ગાદીનશીન થતાં પોતાના બીજા ભાઇ સ્મરદીસને નડતળ તરીકે ગણી છુપી રીતે મારી નંખાવ્યો હતો. એણે ઇ૦ સ. પુ૦ ૫૨૫ માં મિસર જીતું લીધું અને ત્યાંના દેવ મંદિરોનો નાશ કર્યો. તથા ત્યાંના પાદશાહ એમએસીસનું મુરદું કબરમાંથી ખોદી કઢાવી તેને અપમાનની રીતે ફેંકાવી દીધું હતું. તે વેળા ગઉત્તમ નામે એક શખસે પોતાને સ્મર્દીસ તરીકે રાજ્ય પંચાવી પાડયું. આ ખબર કમ્બાઇસીસને પડતાં તે ચઢાઇ લઇ ઇરાન તરફ આવતાં, પોતાની તલવારના અકસમાતિક જખમથી ઇ૦ સ. પુ૦ ૫૨૨માં મરણ પામ્યો.

**દારાયસ હિસ્તાસ્પિસે** કમ્બાઇસીસનું દગાદથી તખ્ત પચાવી બેઠેલા ગઉત્તમ તથા તેના જાતિલાઓને કતલ કરી પોતે ઇ૦ સ. પુ૦ ૫૨૧ ના જાનેવારીમાં ગાદીનશીન થયો, અને તેથી એ રાજય ખાનદાનમાં ખરો હક્કદાર વારેસ હતો. એણે બાબિલોનનો નાશ કરી સિથિયાપર ચઢાઇ કરી હતી. એણે હિંદુસ્થાનના પશ્ચિમ ભાગ સુધી જીત મેળવી પરસીપોલીસ પાયતખ્તને શણગાર્યું હતું. એના અમલમાં મેરેથોનની જગ આશકાર લડાઇ થઇ તેમાં મુઠ્ઠીભર ગ્રીકોએ અસાધારણ ફતેહ મેળવી હતી. મરણ ઇ૦ સ. પુ૦ ૪૮૫માં નિપજયું.

ઇ. સ. પુર્વે ૫૨૧

**જર્કસીસ** (ક્ષયાર્શ) દારાયસનો આ શાહજાદો બાપ જેવીજ મોટી નામના અને બહાદુરી માટે વખણાયો છે. એનું લશકર ગંજાવર સંખ્યાનું જણાવવામાં આવે છે. કેટલાકો તેની સંખ્યા પચાસ લાખની દર્શાવે છે. એના અમલ દરમ્યાન ઇ૦સ૦ પૂ૦ ૪૮૦માં થર્મોપોલિની લડાઇ થઇ. એણે મિસર પર ફરીથી સત્તા સ્થાપી હતી. તેમજ ગ્રીકો સાથે લડી એથેન્સપર ચઢાઇ કરી તેનો નાશ કર્યો હતો. ઇ૦ પુ૦ ૪૬૪માં આરતાબેનસને હાથે એનું ખૂન થયું હતું.

ઇ. સ. પુર્વે ૪૮૫

**આર્તેજર્કસીસ** (બહમન) જર્કસીસનો નાનો બેટો. વડો શાહજાદો દારાયસ તખ્તનો ખરો વારસ હતો પણ જર્કસીસનો ખૂની આર્તેબેનેસ દારાયસથી ડરતો હોવાથી આર્તે જર્કસીસને ભોળાવીને દારાયસનું ખૂન કરાવી એને ગાદી નશીન કીધો. પણ સાત માસ પછી એણે પોતાના ખરા ખૂની તરીકે આર્તેબેનેસ જણાતાં તેને તથા તેના કુટુંબને મારી નખાવ્યું. તેટલા આર્તેજર્કસીસના વડા ભાઇ ગુસતાસ્પને આ સર્વ બિનાની ખબર પડતાં તે લશકર એકઠું કરી સામો લડવા આવ્યો પણ બીજી લડાઇમાં હાર પામી ન્હાશી ગયો. આર્તેજર્કસીસે યુનાનીઓ સાથ હિનપસ્તિ ભર્યા કોલકરારો કર્યા. એની રાણી યાહુદી જાતની 'ઇસ્તર' નામે હતી, જેની સલ્હાથી યાહુદીઓ તરફ પાદશાહે ઉદાર ચાલ ચલાવી હતી. એનું મરણ ઇ. સ. પુ. ૪૨૫માં નિપજ્યું.

ઇ. સ. પુર્વે ૪૬૪

**જર્કસીસ** પોતાના પિતાના મરણ પછી ગાદીએ બેઠો. ૧॥ માસ અમલ ભોગવ્યો નહિ તેટલાં તેના પિત્રાઇ સોગદીએનસે તેનું ખૂન કર્યું.

સોગદિએનસ જર્કસીસના લોહીમાં હાથ બોળી ગાદીનશીન થયો; પણ પુરા સાત માસ રાજ્ય અમલ ભોગવ્યો નહિ તેટલાં સાવકા ભાઇ ઓકસસે તેને મારી નાખ્યો.

દારાયસને નામે તે પછી 'ઓકસસ' ગાદીનશીન થયો. પાદશાહ થતાં એના ભાઇ આરસાઇતિસે બંડ ઉઠાવ્યું પણ તેમાં તે માર્યો ગયો. એનો આખો અમલ કાવાદાવા ભર્યો અને બખેડા તથા બળવા વગેરે બનાવોથી ભરપુર નિવડયો હતો. એણે મીસર જેવો મ્હોટો દેશ પોતાની ઉંચી રાજનીતિથી ખોયો હતો. એના વખતમાં જૂદા જૂદા ક્ષત્રુઓ બળવાન થયા. એણે પોતાના શાહજાદા કાઇરસને એશિયામાઇનરની હાકમી આપી હતી પણ તેનો અમલ અતિ જુલ્મી નિવડયો હતો. એ ૧૯ વર્ષ રાજ્યપદ ભોગવી ઇ. સ.પુ. ૪૦૪ માં મરણ પામ્યો.

ઇ. સ. પુર્વે ૪૦૪

આર્તેજર્કસીસ દારાયસની સમંતિથી ગાદીનશીન થયો પણ એની માના પરીજાદે કાઇરસને તખ્ત આપવાની કોશેસ કરી તેમાં નિષ્ફળ નિવડી, ને તે વખતે ઉઠેલી લડાઇમાં તે માર્યો ગયો. પરીજાદે આર્તેજર્કસીસની બાનું સ્તેતીરાને ઝેર આપી મારી નાખી પોતાના વ્હાલા બેટા કાઇરસના મોતનું વેર લીધું હતું. એણે મીસર જીતવાની કોશેષ કરી પણ તેમાં ફાવ્યો નહિ. મરણ ઇ.સ.પુ. ૩૫૯ માં નિપજ્યું.

ઇ. સ. પુર્વે ૩૫૯

દારાબ—અથવા આર્તેજર્કસિસ ૩ જો. આ નિર્દય પાદશાહે ગાદીનશીન થતાં પોતાના ભાઇઓ તથા કુટુંબીઓની મ્હોટી કતલ કરી ત્રાસ વર્તાવ્યો હતો. એણે મીસરપર જીત મેળવી, તેમજ તેમના પવિત્ર

ઇ. સ. પુર્વે ૩૩૮

મંદીરો નાશ કરી તેમના પવિત્ર 'આખલો' ને રેંહેસાની તેનું માંસ લશકરને ખવાડી મિસરની પ્રજાનાં ધર્મિ જીગરો પર સખત જખમ કર્યા. એણે મેસીડોનના રાજા ફીલિપ સાથે લડાઇ કરી. તેને ઇ. સ. પુ. ૩૩૮માં હરાવી મરઘીના ઇંડા જેવડા ૧૦૦૦ સુન્નાનાં ઇંડાની ખંડણી તેની પાસે વસુલ કીધી. તે પછી ફીલિપે ફરી લડાઇ કરવાનો વિચાર કીધો પણ તેટલાં તે માર્યો ગયો. તેમજ તેટલાં દારાએસનું બેગોએસે ઇ. પુ. ૩૩૮ માં ખૂન કીધું.

**આર્સિસ** (અર્ષ)—દારાબ પછી તેનો આ નબળો શાહજાદો ગાદીનશીન થયો. એ ચબરાક અને બાહોશ હોવાથી પોતાના પિતાના ખુની પર વેર લેવાની કોશેસ કરી, પણ તેમ કરવા જતાં ઇ.સ.પુ. ૩૩૫ માં એ પોતાના કુટુંબ સાથે ખુનીનો ભોગ થઇ પડયો.

ઇ. સ. પુર્વે ૩૩૫

**દારાં**—અથવા દારાયસ કોડોમાનસ. દારાયસ નોથસના બેટા ઉસ્તાનિસનો એ બેટો. આર્સેસ પછી તખ્તનશીન થયેલો આ પાદશાહ શૂરવીર અને ઉદાર હતો. એને પણ 'બેગોએસે' વિષ પ્રયોગથી મારવાની કોશેસ કરી પણ તેમ કરવા જતાં તે માર્યો ગયો. એણે સેકંદર (અલેકઝાન્ડર ધી ગ્રેટ) પાસેથી આગળ મુજબ ખંડણી માંગી, પણ સેકંદરે તેની મોહટાઇનો અનાદર કરી સામો લડવા આવ્યો. આર્બેલાની લડાઇમાં દારા હાર પામી સર્વસ્વ ખોઇ બેઠો, અને એ રીતે ઇરાનમાંથી હખામનિઆન શેહેનશાહતનો સૂર્ય અસ્ત પામ્યો. ઇ. પુ. ૩૩૦ માં બિસસને હાથે દારાનું ખુન થયું. સેકંદરે દારાને પાયમાલ કર્યો, તોય તેના કુટુંબ તરફ ઉદાર વર્તણુક ચલાવી હતી.

ઇ. સ. પુર્વે ૩૩૧

**યુનાની રાજ્ય અમલ**—યુનાની ટોળાના મહાન સેકંદરે હખામનિઆન રાજ્યનો અંત આણી ઇરાનપર પોતાની સત્તા ઇ. પૃ. ૩૩૦ માં સ્થાપન કરી. તે પછી સેકંદર ૭ વર્ષ જીવ્યો હતો. એણે પર્સીપોલીસનું એમૂલ કેતાબખાનું બાળી નાખ્યું હતું. સેકંદર દારાની બેટી સ્તેતિરા સાથે પરણ્યો હતો. એણે હિંદુ-સ્થાન તરફથી પાછો વળતાં બેબિલોનમાં પોતાનું પાયતખ્ત કીધું ને ત્યાંજ મરણ પામ્યો.

ઇ. સ. પુર્વે ૩૩૦ થી ૨૪૬ (સચિત્ર.)

સેકંદરના મોત વેળા તખ્તના અનેક દાવાદારો ઉઠયાથી પડિંકાસ નામના બળવંત સરદારો વચમાં પડી સેકંદરના સાવકા ભાઇ ફિલિપ ઍરિડયુસને નામનો રાજા બનાવી, રોશનક શાહજાદી હમેલથી છુટે ત્યાં સુધી સરદારો સાથે રાજ્ય ચલાવવાનું નક્કી કર્યું, પણ તેટલાં તે મિસરમાં લડાઇ દરમ્યાન માર્યો ગયો. તે પછી એન્ટીગોનસ રાજ્યનો વડો કારભારી થયો. એણે છેક હિંદુસ્થાન સુધ્રી જીતો મેળવી. રોશનકને થએલા બેટાને તે પછી ૧૩ વર્ષની ઉમરે બીજા સેકંદરને નામે ગાદીનશીન કીધો પણ, મેસિડોનવાળા એન્ટીપિટરનો બેટો કેસેંડર તે વેળા બળવંત થઇ પડયાથી તેણે બીજા સેકંદરપર કાબુ મેળવ્યો; પણ પાછળથી તેને તથા તેની માતાને ગુપ્ત રીતે કતલ કરી કેસેંડર ઇરાનપર યુનાની રાજ્યના વડા અધિકારી તરીકે રાજ્ય કરવા લાગો. એ રીતે કેસેંડરે સેકંદરનો વંશવેલો જડ મૂળથી ઉખેડી નાખ્યો. તે પછી પાદશાહી વગરના ઇરાનપર જુદા જુદા સ્વતંત્ર હાકમોએ ૬૭ વર્ષ રાજ્ય કર્યું.

**અશકાનિયાન શાહેનશાહાત**—અરક નામનો બલ્ખબા

મિનો એક અમીર યુનાની પાદશાહ ડાયોડોરસનો તાબેદાર હતો. પણ તે વખતના પાદશાહની નબળાઇનો લાભ લઇ તેની બાંહેધરીમાંથી નીકળી જઇ ઇ. પૂ. ૨૫૬ માં સ્વતંત્ર થયો. એ દારાયસના ખાનદાનનો હતો. એ અશકાનિઆન ટોળાનો સ્થાપક ગણાયો. એ ૧૫ વર્ષ રાજ્ય અમલ ભોગવી ઇ. સ. પૂ. ૨૪૧ માં માર્યો ગયો.

ઇ. સ. પુર્વે. ૨૪૧

**તીરદાદ** પોતાના ભાઇ પછી ગાદીનશીન થયો. ઇ. સ. પૂ. ૨૩૭માં હિરકેનિયા પ્રાંતપર ચઢાઇ કરી તેને જીતી લીધું. એણે 'દારા' નામનું શેહેર બંધાવી તેને પોતાનું પાયતખ્ત શેહેર બનાવ્યું હતું. મરણ ઇ. સ. પૂ. ૨૧૪ માં નિપજ્યું.

**અર્દવાન ૧ લો**–તીરદાદનો એ શાહજાદો હતો. એણે પ્રથમ મિડયા પ્રાંતપર ચઢાઇ કરી તેને તાબે કીધો, આ વેળા એસીર્યાનો પાદશાહ એન્ટીઓકસ 'એકયુસ' નામના તાબેદાર હાકેમ સાથે ચઢાઇમાં ગુંતાયલો હતો, જ્યારે એન્ટીઓકસને આ ખબર પડી, ત્યારે તે સામો થયો ને હમાદાન જીતી લઇ પાયતખ્ત સુધી ચઢાઇ લઇ ગયો. આ વેળા અર્દવાન ખુલ્લા મેદાનમાં લડવા વધ્યો નહિ, પણ સુલ્હે કરી પાછો હઠયો. એનું મરણ ઇ. સ. પૂ. ૧૯૬માં નિપજ્યું.

ઇ. સ. પુર્વે. ૨૧૪

**ફ્રિઆર્તીસ** અર્દવાનનો બેટો—એના ૧૫ વર્ષના રાજ્ય અમલ દરમ્યાન કશા જાણવા જોગ બનાવો બનેલા જાહેર થયા નથી. એનું મરણ ઇ. પૂ. ૧૮૧ માં નિપજ્યું હતું.

**ફીરૂજ ૧ લો** (ફરહાદ) ગાદીનશીન થતાં મર્દિયાન નામની પ્રજા સાથે લડાઇમાં ઉતર્યો. તે પછી એણે મિડયાને લગતા સઘળા પ્રાંતપર ચઢાઇ કરી તે તરફના સરખ્સ નામના શેહેરપર જીત મેલવી હતી. એણે ઇ. સ. પૂર્વે. ૧૭૪ સુધી ૭ વર્ષ રાજ્યપદ ભોગવ્યું.

ઇ. સ. પુર્વે. ૧૮૧

૧૦

**મેહેરદાદ** અથવા મિથ્રીદેતિસ પોતાના ભાઇના મોતથી રાજ્યાસન પામ્યો. પ્રથમ એણે બલ્ખ ઉપર ચઢાઇ કરી. તે વેળા બલ્ખનો પાદશાહ યુક્રેટિડાસ હિંદુસ્થાનપર ચઢાઇ કરવા ગયો હતો તેનો લાભ લઇ મેહેરદાદે જીત મેળવી. એણે મિડયા ઉપર ચઢાઇ કરી ત્યાંની શૂરવીર પ્રજાને તાબે કીધી. મેહેરદાદે તે પછીના સુસિયાના પ્રાચીન પ્રાંતપર તથા બેબિલોન્યન પ્રજાપર ચઢાઇ કરી પોતાના રાજ્યની ધજા યુફ્રેટીસ નદીથી હિંદુકુશ પર્વત સુધી ઉડતી કીધી. આ સર્વે ફતેહે ઇ. સ. પૂ. ૧૬૩ થી ૧૪૦ સુધીમાં કરી હતી. મેહેરદાદે હિંદુસ્થાનપર ચઢાઇ કરી છેક જેહેલમ નદી સુધીનો મુલક તાબે કર્યો હતો. તારીખે શાહાને ઇરાન મુજબ તે વેળા એના રાજ્યની હદ પૂર્વથી પશ્ચિમ સુધી ૧૫૦૦ મૈલ ને પહોળાઇમાં ૩૦૦ થી ૪૦૦ મૈલ ફેલાયલી (ક્ષેત્રફળ ૫૪૦૦૦૦ ચૌરસ મૈલ) હતી. મરણ ઇ. સ. પૂ. ૧૩૬ માં નિપજ્યું.

ઇ. સ. પુર્વે. ૧૭૪

**ફીરૂજ ૨ જો** (ફ્રરહાદ ૨ જો) એણે તખ્તનશીન થતાં સિર્યાના કેદી પાદશાહ ડિમિત્રીયસ તરફ વધારે મેહેરબાની ભરી વર્તણુક ચલાવી પોતાની બેહેન સાથે તેનાં લગ્ન કરી આપ્યાં. પણ ડિમિત્રીયસને તેની મેહેરબાની પસંદ પડી નહિ, અને તે અનેકવાર નાહાશી જતો પકડયો; ડિમિત્રીયસનો ભાઇ એન્ટીઓકસ સીર્યાના તખ્તપર બેઠો. તેણે પાર્થિયાપર ૪૦૦૦૦૦ માણસોનાં ગંજાવર લશકર સાથે ચઢાઇ કરી; આ વેળા અશકાની પાદશાહની ફોજ માત્ર ૧૨૦૦૦૦ ની હતી. આ બેઉ લશકરની લઢાઇ બેબિલોન નજદીક થઇ, પણ બીજી તરફથી ફીરૂજે કુન્હે વાપરી ડિમિત્રીયસને છુટો કરી

ઇ. સ. પુર્વે ૧૨૬

તેના ભાઇ પાસથી તેની પ્રજામાં ફીતૂર ચલાવી એન્ટીઓકસને લડાઇમાં મારી તેના બેટા સેલ્યુકસ તથા ભત્રીજીને કેદ પકડ્યાં. પણ પાછળથી આ શાહાજાદી સાથે લગ્ન કરી ડિમિત્રીયસ સાથે દોસ્તીનો ધાડો સંબંધ બાંધ્યો. એનું મરણ દેશની ખટપટથી ઇ. સ. પૂ. ૧૨૬ માં નિપજ્યું.

**અર્દવાન ૨ જો**—પોતાના ભાઇના માર્યા ગયા પછી, જૈફ ઉમરે ગાદીનશીન થયો. એ શૂરવીર અને કુનેહ બાજ હતો. એણે સિથીયન પ્રજા સાથે લડાઇ કરી, તેમાં ઇ. સ. પૂ. ૧૨૪ માર્યો ગયો.

ઇ. સ. પુર્વે ૧૨૬.

**મેહેરદાદ**—જ્યારે ગાદીનશીન થયો ત્યારે અશકાનિયાન શેહેનશાહત જંગલી તાયફાઓથી જોખમમાં આવી પડી હતી. એણે તુરાનીઓને છેક દક્ષિણ ભણી હાંકી મેલ્યા, તથા અશકાની રાજ્યની હદ ઉગમણુ તરફ શિસ્તાન સુધી વધારી. એણે ઇ૦ સ૦ પૂ૦ ૧૦૦માં આર્મેનિયા પર ચઢાઇ કરી તેને તાબેદાર બનાવ્યું. એના હાથમાંથી સિથીયન પ્રજાના એક સરદાર 'એજીસે' બેકટ્રિયાનો દેશ લઇ લીધો હતો. એનું મરણ ઇ૦ સ૦ પૂ૦ ૮૯ માં નિપજ્યું.

ઇ. સ. પુર્વે ૧૨૪.

**મનાસ્કિરાસ**—મેહેરદાદ પછી ટુંક વખત રાજ્યગાદીપર આ જૈફ પાદશાહ બેઠો હતો. કારણ કે ઇ૦ સ૦ પૂ૦ ૭૬ સુધીમાં અનેક દાવાદારો માંહોમાંહે લઢયા અને માર્યા ગયા, તેમાં મનાસ્કિરાસે ૮ વર્ષ રાજ્ય અમલ ભોગવ્યો.

ઇ. સ. પુર્વે ૮૯.

**સાનાત્રોકિસ** પાદશાહ ઇ૦ સ૦ પૂ૦ ૭૭માં ગાદીનશીન થયો.

એણે આર્મેનિયાના પાદશાહ તિગ્રાનીસ સાથની લડાઇમાં પાર્થિનિયાની રાજ્યને નબળું બનાવ્યું હતું.

**ફીરૂજ ૩ જો**–ઇ. સ. પૂ. ૭૧ માં ગાદીનશીન થતાં રોમન સરદાર પૉમ્પિને મદદ આપી. બીજી તરફથી તિગ્રાનના દેશપર હૂમલો કરી પૉમ્પિને લડાઇમાં સવળતા કરી આપી. તેમજ પાછળથી તિગ્રાનનાં બેટાને બાપ સામે ઉશકેરી પોતે મોટો લાભ મેળવ્યો; પણ એની સાથે પૉમ્પિએ વચન ભંગ કરવાથી આપસમાં લડાઇઓ ઉઠી. છેલ્લે ઇ. સ. પૂ. ૬૨ માં સુલ્હે કરી ઇ. સ. પૂ. ૬૧ માં ફીરૂજનું ખુન તેના બેટા ઓરોદિસ તથા મેહેરદાદે કર્યું.

ઇ. સ. પુર્વે ૭૧

**મેહેરદાદ** પિતાનું ખુન કરી ગાદીનશીન થયો અને પોતાના મળતિયા ભાઇ ઓરોદિસને દેશનિકાલ કર્યો. એણે પ્રજા તથા દરબારીઓપર જુલમ ગુજારવા માંડયાથી ઇ. સ. પૂ. ૪૦ માં પદભ્રષ્ટ કરવામાં આવ્યો.

**ઓરોદિસ**—(ખુશરૂ) ગાદીનશીન થયા પછી રૂમી કૉન્સલ ક્રેસસ થયો. તેણે પાર્થિયાપર ચઢાઇ કરવાનો નિશ્ચય કરવાથી ઓરોદિસે સામે થવાની સર્વ તૈયારીઓ કરી. પણ ઇ.સ.પૂ. ૫૪માં પ્રથમ ક્રેસસે પાર્થિયાપર ચઢાઇ કરતાં યુનાની શેહેરો લુટી સંતોષ મેળવ્યો; આથી ઓરોદિસને માઠું લાગ્યું, ને તેને ક્રેસસને મેહેણા મારી લુટારૂની ઉપમા આપવાથી તે બાહાદૂર સરદારને લડાઇમાં ઉતરવું પડયું. આ વેળા અશકાની પાદશાહે મદાયન પાયતખ્તને મજબુત બાનાવ્યું હતું. ક્રેસસે અશકાની લશકરનો સામનો થતાં તેમની ફોજ સામે પોતાના શુરવીર બેટા 'પબ્લીયસ' ને લડવા

ઈ. સ. પુર્વે ૪૦

મોકલ્યો. પ્રથમ અશકાનિઓએ નહાસવાનું ડોલ ઘાલી પબ્લી-યસને ઘેરી તેના તમામ લશકરને મારી નાંખ્યું, ને પબ્લીયસનું માથું કાપી ક્રેસસને ન્હાસાડયો. તે પછી ક્રેસસને ૩ જે દિવસે કેદ કીધો, જે વેળા થએલા ઝગડામાં તે માર્યો ગયો. ઓરોદિસે અર્માની પાદશાહને આજેજ કરી તેની બેટી સાથે પોતાના બેટા પેકોરસની શાદી કરી દોસ્તીનો ગાંઠ બાંધ્યો. આ શાહાજાદો રૂમીઓ સાથની ૩ જી લડાઇમાં માર્યો ગયો, ને અશકાની પાદશાહે મેળવેલા રૂમી શેહેરો ખોઇ દીધાં. આ શાહાજાદાના ગમથી પાદશાહ ઓરોદિસ ઘણો શોક પામ્યો. તેટલાં ઇ. સ. પૂ. ૩૬ માં તેનાજ એક બેટા ફરહાદે રાજ્ય લોભ ખાતર ઓરોદિસને મારી નાખ્યો.

**ફીરૂજ ૪ થો**—(ફરહાદ ૪ થો). પિતાનું ખુન કરી ફીરૂજ ગાદીનશીન થયો. પોતાના ૩૦ ભાઇઓ તથા અમીર ઉમરાવોને મારી નાખવાથી મોનાસિસ નામે એક સરદાર નહાશીને માર્ક એન્ટનીના આશ્રયમાં ભરાયો. આથી ફીરૂજે ગભરાઇ તેને માફી બક્ષી પોતાના પક્ષમાં ફરી ખેંચી લીધો. પણ એન્ટનીએ ૧૩૦૦૦૦ ના લશકર સાથે પાર્થિયાપર ચઢાઇ કરી પણ આજરબિજાનમાં રૂમીઓ ૧૦૦૦૦ સિપાહો ખોઇ નહાશી ગયા, તેમાં અશકાની પાદશાહને મોટી લુટ મળી. તે પછી ફીરૂજે પોતાની ચઢતી કળામાં મોટી કતલ ચલાવી, આથી તીરદાદ નામનો સરદાર સામો થયો ને તેણે મોટો બળવો ઉઠાવ્યો. આ બળવામાંથી પોતાના જનાનખાનાની ઓરતોની આબરૂ બચાવવા સઘળી સ્ત્રીઓને કાપી નખાવી, અને એ નહાશી ગયો. તે દરમ્યાન તીરદાદે ઇ૦ સ૦ પૂ૦

ઇ. સ. પુર્વે
૩૬

૩૩ થી ૩૦ સુધી પાર્થિયામાં રાજ્ય કર્યું. પણ ફીરૂજને ફરી પાદશાહ થએલો જોઇ પોતે ઓક્ટેવ્યસની દરબારમાં એક શાહાજાદાને સાથે લઇ જઇ ભરાયો. ઇ. સ. પૂ. ૨૦ માં ફીરૂજે રૂમી ઝુંડા પાછા આપવાથી શાહાજાદાનો છુટકારો થયો. એનું મરણ ઇ૦ સ૦ ૩ માં નિપજ્યું.

**ફ્રરાટ્‌સીસ**—વગર હક્કે પિતાની ગાદીનો ધણી થયો. એણે રૂમી શાહાજાદા 'કાયસ' સાથે સુલ્હે કરી આર્મેનિયા ઉપરથી હાથ ઉઠાવ્યો. એની સામે એની પ્રજાએ બંડ કરી ઇ. સ. ૯ માં એને મારી નાખ્યો.

ઇ. સ. ૩

**ઓરોદિસ ૨ જો**—એને ફ્રરાટ્‌સીસના માર્યા ગયા પછી ગાદીનશીન કીધો પણ એ જુલ્મી નિવડયાથી એક વર્ષના અમલ પછી શેકારગાહમાં માર્યો ગયો

**વોનોનિસ**—તે વેળા રૂમી શેહેનશાહ આગસ્ટસ પાસે કેદ હતો. ત્યાંથી તેને તેડાવી અશકાની પાદશાહ નેમ્યો, પણ એણે રૂમી સરદારો તથા ઓળખીતાઓને રાજ્યમાં મોટી પદ્વિઓ આપવા માંડયાથી અમીર ઉમરાવો સામા થયા. તેટલાં અશકાની ઉમરાવોએ અર્દવાન નામના એક અશકાની શાહાજાદાને પોતાના પક્ષમાં લઇ ઇ૦ સ૦ ૧૫ની બીજી લડાઇમાં વોનોનિસને નસાડી અર્દવાનને પાદશાહ બનાવ્યો.

**અર્દવાન ૩ જો**—એણે તખ્તપર આવતાંજ વોનોનિસની પુઠ પકડી, તેને આર્મેનિયામાં રાજ્યપદ મેળવતાં ઉમેદભ્રષ્ટ કરી છેક સિર્યા વેર હાંકી મેલ્યો. એણે રોમનોને હેરાન કરવા માંડયા હતા, પણ ત્યાંના પાદશાહે

ઇ. સ. ૧૫

એને કશી શિક્ષા નહિ કરતાં એની બેદીલ થએલી પ્રજા ઉપર તેને સોંપી દીધો, પણ અર્દવાન ચાલાક હોવાથી રૂમીઓનાં કાવત્રાં ચેતી જઇ તેનો બંદોબસ્ત કર્યો. આર્મેનિઆપર 'ફરાશ્મને' હક્ક ઉઠાવવાથી અર્દવાનનો બેટો ઓરોદિસ લડવા ગયો, તેમાં ઇ૦ સ૦ ૩૫ માં સખત હાર પામ્યો. આથી અર્દવાને પોતે નવી ચઢાઇ કરવા પર કમર કશી, પણ રૂમી સરદાર વિટેલ્સના કાવાદાવાથી પ્રજાની બેદિલી વધતાં એને વેહેરકાન ખાતે ન્હાશી જવું પડયું.

**તીરદાદ ૨ જો**—ફીરૂજ ચોથાનો પૌત્ર હતો. એને રૂમી શેહેનશાહે અશકાની પાદશાહ ઠેરવ્યો. એ ભલો અને દૂરઅંદેશ હતો. એણે રાજ્ય વહિવટ નવે ધોરણે શરૂ કીધો; પણ અમીરોને ઘટતા હકકો નહિ મળવાથી તેઓને અર્દવાનને ફરી રાજ્યાસનપર બેસાડવા તેડી લાવ્યા ને તીરદાદ સામે જાહેર દુશમનાઇ બતાવી. આથી તીરદાદ નહાશી ગયો.

**અર્દવાન ૩ જાનો** બીજો અમલ ઇ૦ સ૦ ૩૬ માં શરૂ થયો. પણ આગળ જેવો બહાદૂર ન હતો. તેણે રૂમીઓ સાથે સુલ્હે કરી પણ ઇ૦ સ૦ ૪૦ માં તેને ફરી નહાશીને આડિયાબેના ઇજદ રાજાની દરબારમાં આશરો લેવો પડયો.

ઈ. સ. ૩૬

**કિનામ**—અર્દવાનનો એક આશ્રીત શાહાજાદો હતો. એને રાજ્યગાદી મલતાં પોતાના મુરબી અર્દવાન તરફ માયાળુ વર્તણુક બતલાવી પોતાનું તખ્તોતાજ ફરી તેને સોંપી દીધું.

**અર્દવાન ૩ જાનો**—ત્રીજો અમલ ઇ. સ. ૪૦ ની

આખેરીમાં શરૂ થયો, પણ તે પછી એ ઝાઝા વર્ષ જીવ્યો નહિ. એ પોતાના ર૭ વર્ષના અમલ દરમ્યાન બે વેળા પદભ્રષ્ટ થયો હતો. મરણ ઇ. સ. ૪ર માં નિપજ્યું.

ઇ. સ. ૪૦

**ગુદર્જ**—પોતાના પછી ગાદીનશીન થયો, પણ એના જુલ્મી અમલથી પ્રજા કંટાલી જઇ એના ભાઇ વારદાનિસને રાજ્યનો માલેક બનાવ્યો. આથી એ નહાશીને પોતાના પિતા અર્દવાનના મદદગાર 'દહિ' લોક, કે જેમનો મુલક ઇરાનની ઉતરે કાસ્પિયન અને અર્લ સમુદ્રની વચ્ચે આવેલો હતો ત્યાં જઈ ભરાયો. એણે ૮ માસ રાજ્ય કર્યું.

ઇ. સ. ૪ર

**વારદાનિસે**—ઇ. સ. ૪ર થી ૪૬ વેર રાજ્ય અમલ ભોગવ્યો. એની રૈયત એના જુલ્મિ દોરથી નારાજ થવાથી એને કતલ કરવામાં આવ્યો.

**ગુદર્જ**—ભાઇના મોતથી ફરી પાદશાહી પામ્યો. પણ આ વેળા તેણે એકદમ ઘાતકીપણું ચલાવી પાદશાહી કુટુંબના સ્ત્રી પુરૂષો તથા અમીર ઉમરાવોને કતલ કરવા માંડયાથી, ફીરોજ ૪ થાના પૌત્ર મેહેરદાદને પ્રજાએ મદદ આપી લડવા તેડયો, પણ તે લડાઇમાં હાર પામી કેદ થતાં ગુદર્જે તેની આંખો ફોડાવી. આ બનાવ ઈ. સ. ૫૦ માં બન્યો. આ ફતેહના લેખો એણે બાગીસ્તાનના પર્વતોપર કોતરાવ્યા હતા, એનું મરણ ઇ૦ સ૦ ૫૧ માં નીપજ્યું.

ઇ. સ. ૫૦

**વોનોનિસ** ને તે પછી છેક મિડયાથી લાવી ગાદીનશીન

કરવામાં આવ્યો હતો. પણ એણે માત્ર ઇ૦ સ૦ ૫૧નું એકજ વર્ષ રાજ્યપદ ભોગવ્યું.

**પાલાષ**—(વોલોગોસિસ) પોતાના ભાઇ પછી ગાદીનશીન થયો. એનો તીરદાદ નામનો ભત્રીજો દસ્તુરાન દસ્તુર હતો, અને વોનોનિસનો વડો બેટો પેકોરસ મિડયાના આજરબિજાન શિવાય આખા પ્રાંતનો હાકેમ હતો. એજ વર્ષમાં પાલાષે આર્મેનિયાપર ચઢાઇ કરી ત્યાં પોતાના ભાઇ તીરદાદને પાદશાહ નેમ્યો,

ઇ. સ.
૬૦

પણ મર્કી ફેલાવાથી તીરદાદ તખ્ત તજી દેશ તરફ પાછો ફર્યો. આથી ત્યાંના આગલા 'રાહદમિસ્તસ' નામના પાદશાહે પોતાનું તખ્ત ફરી મેળવી ઇ. સ. ૫૪ સુધી નચીંતાઇથી અમલ કર્યો. પણ તે પછી ફરી ચઢાઇ કરી ત્યાં તીરદાદને પાદશાહ તરીકે નેમ્યો. બીજી તરફથી પાલાષનો બેટો બરદાન બાપ સામે થયો; કે જેણે ૪ વર્ષ વેર પોતાને પણ પાદશાહ તરીકે જાહેર કરતાં ઝગડામાં ગુજાર્યાં. તેટલાં આર્મેનિઆના વડપણનો દાવો રોમનોએ ઉઠાવવાથી તીરદાદને તખ્ત છોડી નાહાશી જવું પડયું; પણ પાલાષે રોમનો પર ચઢાઇ કરી 'નીરો' ના સરદાર પિટસને હરાવી આર્મેનિયા તરફ નસાડયો. બીજી લડાઇ કોરબ્યુલોએ પાલાષ સાથે ઇ. સ. ૬૩ માં કરી, જેમાં બેઉ હરીફો વચ્ચે સુલ્હે થઈ. આ સુલ્હે પછી તીરદાદ છેક નેપલ્સ સુધી જઇ નિરોને હાથે આર્મેનિયન રાજ્યમાં પાછો ગયો. પાલાષ લાંબો વખત રાજ્યપદ ભોગવી ઇ. સ. ૭૮ માં મરણ પામ્યો.

**પેકોરસ ૨ જો**—પાલાષ પછી ગાદીનશીન થયો. એણે ઇ. સ. ૭૦ થી ૧૦૮ વેર વાંબો રાજ્ય અમલ ભોગવ્યો, પણ

તે દરમ્યાન ઝાઝા યાદગાર બનાવો બન્યા નહોતા.
ઈ. સ. ૯૦ — એણે મદાયન પાયતખ્તને શણગારી તેને વિસ્તારમાં વધાર્યું હતું. આ પાદશાહની નબળાઈનો લાભ લઈ હિર્કેનિયા તથા બીજા પ્રાંતોના હાકેમોએ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું.

ખોશરૂ—પેકોરસનો ભાઈ એ ઇ. સ. ૧૦૮ માં ગાદીનશીન થયો. એના સમયમાં રોમના ત્રેજન શેહેનશાહે ઇ. સ. ૧૧૪ માં અશકાનિયાન દેશપર ચઢાઈ કરવાની તૈયારી
ઈ. સ. ૧૦૮ — કરી. પણ ખોશરૂએ પોતાની નબળાઈ બતાવી આપવાથી તેણે આર્મિનિયન રાજા પાર્થામાસિરિસને દગાથી કેદ કર્યો અને તે પછી ત્રેજને આર્મેનિઆ તથા મેસોપોટેમિયા લૂટી તાબે કીધાં. ઇ. સ. ૧૧૬માં ત્રેજને તમામ અશકાનિયન દેશ પર હકુમત સ્થાપી પાર્થમારપતિસને અશકાની પાદશાહ બનાવી સેહેલી જીતોથી ફુલી ગયો. પણ ઇ. સ. ૧૧૭ માં તેનું રોમ તરફ પાછું ફરતાં તેની સામે ખુશરૂ અચાનક લશકર સહિત આવી ઉભો ને તેણે સુસિયાન તથા દક્ષિણ મેસોપોટેમિયાને તાબે કર્યાં. તેટલાં ત્રેજન મરણ પામતાં હેદ્રિયન શેહેનશાહ થયો; કે ખોશરૂએ સ્વતંત્ર રાજ્યપદ મેળવ્યું. એનું મરણ ઇ. સ. ૧૩૦ માં નિપજ્યું.

પાલાષ ૨ જો—એ સુલ્હેને ચાહાનાર પાદશાહ હતો. એણે રૂમીઓને કોઈ પણ રીને નારાજ નહિ
ઈ. સ. ૧૪૮ — કરતાં સુલ્હે જાળવી. એ ૨૯ વર્ષ સુધી રાજ્ય પદ ભોગવી ઇ. સ. ૧૪૮માં મરણ પામ્યો.

પાલાષ ૩ જો—ઇ. સ. ૧૪૯ માં ગાદીનશીન થયો.

એણે લાંબી મુદત સુધી રાજ્ય અમલ ભોગવ્યો, પણ તેમાં જાણવા-જોગ બનાવો માત્ર રૂમીઓ સાથના ઝગડાને લગતાજ બનેલા છે. પેહેલી લડાઇમાં એ ફતેહમંદ થયો. અને સિર્યા તથા આર્મેનિયા પોતાને સ્વાધીન કીધાં પણ રૂમીઓના એક સરદાર કેસિઅસના હાથે હાર ખાધી.

**પાલાષ ૪ થો**—ઇ. સ. ૧૯૧ માં ગાદીનશીન થયો. આ વેળા રોમની શેહેનશાહત પર અનેક દાવાદારોએ પોતાના હક્ક રજુ કરી આપસમાં લડવા લાગા. તેમાં સેવિરસ પૈસા વેરી શેહેનશાહ થયો.

ઇ. સ. ૧૯૧

ત્યારે પાલાષે નૈજર નામના દાવાદારને લશકરની મદદ કરી પણ સેવિયરના બુલંદ નસીબે સર્વે હાર પામી રૂમી શેહેનશાહતને તાબે થયા, પણ પાલાષ પર જ્યારે સેવિરસે ચઢાઇ કરી ત્યારે તેને સખત હાર ખમી રોમ તરફ નાહાસવું પડ્યું; આથી અશકાની પાદશાહે આડિયાબેનો પ્રાંત જીતી લઇ રૂમીઓને ટૈગ્રીસ નદી પસાર કરી મેસોપોટેમિયામાંથી હાંકી મેલ્યા; પણ બીજી મરતબે સેવિરસે મદાયન પર ચઢાઇ કરી પાયતખ્ત શેહેર તારાજ કર્યું. તે માહેલા મરદોને કાપી નાખી એક લાખ બાયડી છોકરાંઓને કેદ કર્યાં. આ લુટ તથા કેદીઓ લઇ તે હાત્રાને મારગે ઇ. સ. ૧૯૮ માં જવા લાગ્યો. માર્ગમાં હાત્રાના કિલ્લાને જીતવાની કોશેસ કરી, પણ તેમાં વસતા બહાદુર સિપાહો સામે કશું વળ્યું નહિ. પાલાષ આ મુજબ હાડમાર થઇ ઇ. સ. ૨૦૮માં મરણ પામ્યો.

**પાલાષ ૫ મો**—ભાઇના મરણ પછી ગાદીનશીન થયો. પણ ભાઇ ભાઇઓ વચ્ચે કુસંપ જાગતાં રૂમી પાદશાહોએ જે પક્ષ જીતતો તેની પક્ષમાં રહી

ઇ. સ. ૨૧૦

બીજાને નરમ કરવાની બાજી રમવા માંડી હતી. ઇ. સ. ૨૧૨ સુધી બેઉ ભાઇઓ વચ્ચે લડાઇ થઇ તેમાં ઇ. સ. ૨૧૫માં અર્દવાન જીત્યો, ને તેને રોમન શેહેનશાહતે પાદશાહ તરીકે મંજુર રાખ્યો.

**અર્દવાન ૪ થો**—અશકાનિયાન શેહેનશાહતનો આ છેલ્લો પાદશાહ ઇ. સ. ૨૧૫માં ગાદીનશીન થયો. આ વેળા અશકાનિયાન નબળી સ્થિતિમાં આવી પડયાથી રોમન શેહેનશાહ કારાકેલસે તેઓપર જીત મેળવવાની બાજી રમવા માંડી. પ્રથમ કારકેલસે અર્દવાનની બેટી સાથે લગન કરવાની માંગણી કરી, જે અર્દવાને પ્રથમ માન સહિત પાછી વાળી, પણ રોમન શેહેનશાહ જેવાના આગ્રહથી સેવટે કબુલાત આપી. આથી રૂમી શેહેનશાહ મોટા દમામ સાથે મદાયનમાં આવી લગનને દિવસે અશકાનિઓને રંગરાગમાં ચકચૂર થએલા જોઇ શેહેરમાં કાપાકાપી ચલાવીને મોટી લુટ મેળવી. પાદશાહ અર્દવાન મુશકેલીથી નહાશી ગયો ને કારાકેલસે મોટી લુટ સાથે આસપાસના ગામો ઉજડ કરતા 'કાહિં' માર્ગે કુચ કરવા માંડી; તે વેળા તેનાજ એક ચોકીદારે તેનો પ્રાણ લીધો. તેજ વેળા રોમનો પર વેર લેવા અર્દવાને કમર કશી હતી, તેમાં તે ફાવ્યો ને નવા શેહેનશાહને સખત રીતે હરાવી દોઢ કરોડ રૂપ્યાનો દંડ લીધો હતો. આ રીતે અર્દવાને રોમનો ઉપર મોટી ફતેહ મેળવી, પણ તે તેની છેલ્લીજ ફતેહ હતી. આ વેળા ખુદ પારસી ઓલાદના વંશજોથી વસાયલો પર્સિસ પ્રાંત મજબુત થએલો હતો, અને તે વેળા હાકમ 'બાબક' નામે હતો, જેના તરફથી અર્દશીર અર્દવાનની દરબારમાં રહેલો હતો. જ્યારે બાબક મરણ પામ્યો ત્યારે

ઇ. સ. ૨૨૫

અર્દશીરે પોતાના મમાવાની ગાદી મેળવવાની ખાહેશ કીધી પણ અર્દવાને પોતાના બેટા બહમનને તે ગાદી સોંપી. આથી અર્દશીરે નહાશીને મોટી મદદ મેળવી અર્દવાન સામે થયો. અર્દ-શીરને પ્રથમ પાર્સ તરફથી મદદ મળતાં છેલ્લી લડાઇ બિબાહાન અને શુસ્તરની વચ્ચે હોરમજ્દના મેદાનમાં થઇ; તેમાં અર્દવાનની પુરી હાર થઇ. અર્દવાન ખુર્શેદ નામે સરદારને હાથે ઇ૦ સ૦ ૨૨૫ માં કતલ થયો, એ રીતે અર્દશીર બાબેગાને અશકાનિયાન શેહેનશાહતનો અંત આણી સાસાનિઆન શેહેનશાહતની સ્થાપના કરી.

## સાસાની વંશનું રાજ્ય.

**સાસાનીયાન** તબક્કાનો સ્થાપનાર **અર્દશીર બાબેગાન** સ્વપરાક્રમે ઇ૦ સ૦ ૨૨૬ માં ઇરાનનો પાદશાહ થયો. એણે નવા કાયદા કાનુનો બાંધી ઇરાનનું રાજ્ય અદ-લપણે ચલાવ્યું. એ અર્દવાનની બેટી સાથે પરણ્યો હતો. એણે સિંધુ નદી સુધી પોતાની સત્તા સ્થાપી હતી. અર્દવાનની બેટી જે અર્દશીર સાથે પરણી હતી તેણીએ ભાઇઓની શીખવણીથી અર્દશીરને ઝેર દેવાની કોશેસ કરવા જતાં દેહાંત દંડની શિક્ષા પામી. પણ શાહાપુર નામના વજીરે તેણીને હમેલદાર જોઇ યુકિતથી બચાવી પોતાને ઘરે છુપી રાખી. તેણીએ ત્યાં શાહાપુરનો જન્મ આપ્યો. આ બાળક અચાનક રીતે પોતાની ચંચળાઇથી અર્દશીર પાસે જાહેર થતાં તખ્તના વારેસ તરીકે કબુલ કરવામાં આવ્યો હતો. અર્દશીર ઇ૦ સ૦ ૨૪૦ માં ગુજર્યો (જુઓ અર્દેશર બાબેગાન.)

ઇ. સ. ૨૨૬

**શાહપુર**—શૂરવીર અને કળાબાજ હતો. એણે પ્રથમ આરબ સરદાર 'માનિજ' સાથે લડાઇ કરી તેની ઇ. સ. ૨૭૦ બેટીની સાહ્યતાથી તેને હરાવી મારી નાંખ્યો, અને તેની દગલબાજ બેટીને પણ તેજ ફેજે પોંહચાડી. એણે રોમપર ચઢાઇ કરી ત્યાં અનેક જીતો મેળવી શેહેનશાહ વેલીરીઅનને કેદ કર્યો, એણે નિશાપુર તથા શાહાપોર નામે બે શેહેરો બંધાવી ત્યાં અનેક લોકોને વસાવ્યા, એનાં જમાનાની હકીકત એણે કોતરાવેલા ગંજાવર કોતરકામો પરથી મળે છે. મરણ ઇ૦ સ૦ ૨૭૧ માં નિપજ્યું.

**હોરમજદ**—પોતાના બાપની હૈયાતીમાં ખોરાસાનનો હાકમ હતો; અને ત્યાં એણે ઘણી બહાદૂરી ભર્યાં કામો કર્યાં હતા એણે માત્ર એક વર્ષ રાજ્ય અમલ ભોગવ્યો.

**બેહેરામ**—હોરમજદ પછી તખ્તના વારેસ તરીકે ગાદી-નશીન થયો, એ ચાલાક અને બહાદૂર હતો. એણે 'માની' નામના માનીકિયન ધર્મ સ્થાપકને મારી નખાવ્યો હતો. એણે ત્રણ વર્ષ ૩ મહિના રાજ્ય અમલ ભોગવ્યો.

**બેહેરામ ૨ જો**—જુલમી અને ઐયાસી નિવડવાથી અમીર ઉમરાવોએ એને પદભ્રષ્ટ કરવાનો નિશ્ચય કર્યો. ઇ. સ. ૨૯૦ પણ દસ્તુરાન દસ્તુરની સંભાળ ભરી સલ્હાથી એ સુધર્યો હતો; એના નબળા રાજ્ય અમલથી રોમના જીતાયલા ઘણાક મુલ્કો ઇરાનને ખોવા પડયા હતા. એ ૧૭ વર્ષ રાજ્ય અમલ ભોગવી ઇ૦ સ૦ ૨૯૨ માં મરણ પામ્યો.

**બેહેરામ ૩ જો**—એણે પ્રથમ પોતાના પિતાનું રાજ્ય

લેવા ના પાડી, પણ પ્રજાના આગ્રહથી રાજ્યપદ પામ્યો. એણે ૪ માસ રાજ્યપદ ભોગવ્યું હતું.

**નારશી**—બેહેરામનો નાનો ભાઇ હતો. એણે મેસાપોટેમિયા તથા આર્મેનિયા ઉપર જીત મેળવી તેઓ સાથે કોલકરાર કર્યા હતા. એ અચ્છો નિશાનબાજ શેકારી હોવાથી એને 'નજીરતુ' ઉપનામ મળ્યું હતું. રાજ્ય અમલ ખા વર્ષ ભોગવી ઇ૦ સ૦ ૩૦૦ માં મરણ પામ્યો.

ઇ. સ. ૩૦૦

**હોરમજદ ૨ જો**—આ શાહજાદો ગાદીનશીન થતાં જુલમ કરવા લાગો, પણ સખી તબેહનો હોવાથી પ્રજાના મન હરી શકયો હતો, એ ૮ વર્ષ રાજ્ય અમલ ભોગવી ઇ૦ સ૦ ૩૦૮ માં મરણ પામ્યો.

**શાહાપુર ૨ જો**—જ્યારે એનો પિતા મરણ પામ્યો ત્યારે એનો જન્મ થએલો નહોતો, પણ એની માતાને હમેલ હતા; તેથી દરબારીઓએ તે રાણીના પેટપર તાજ મેલી જન્મ આપનાર બાળકને આગમજથી પાદશાહ તરીકે કબુલ કીધો. ખુદાઇ મેહેરથી આ શાહાપુરનો જન્મ થયો. એને બાળ વયમાં સારી કેળવણી આપવામાં આવી હતી. ૧૫ વર્ષ પછી એણે રાજ્ય કારોબારપર લક્ષ આપવા માંડયું. એ નાહનો હતો ત્યારે આરબોએ ઇરાનને તાબેના અનેક ગામો જીતી લીધાં હતા પણ એ ૧૬ વર્ષની વયે પુગો કે તેઓપર ચઢાઇ કરી, તેમને ઇરાનના સર્વ ભાગોમાંથી નાબુદ કર્યા. એણે મેસેપોટેમિયાપર જીત મેળવી હતી; તેમજ રોમના પ્રસિદ્ધ શેહેનશાહ કૉન્સ્ટેન્સિયસ તથા જુલિયસને સખ્તપણે હરાવી સાસાનિયાન શેહેનશાહાતને વધારી હતી. આ

ઇ. સ. ૩૭૫

પાદશાહ ૬૭ વર્ષ રાજ્ય અમલ ભોગવી ઇ૦ સ૦ ૩૭૫ માં મરણ પામ્યો.

**અરદેશર ૨ જો**—પોતાના ભાઇ પછી ગાદીનશીન થયો. એણે પાંચ વર્ષની ટુંક કારકિર્દીમાં ઘણો જુલમ ગુજાર્યો. પણ તેટલાં ઉમરાવોએ તેને ગાદી ઉપરથી ઉઠાડી મુકી બીજા શાહાપુરના બેટા શાહાપુર ૩ જાને રાજ્ય સોંપ્યું.

**શાહાપુર ૩ જો**—ભલો અને બહાદૂર પાદશાહ નિવડયો. એના રાજ્ય અમલમાં જાણવાજોગ બનાવો કશાં બન્યા નહોતા. રાતની વેળા એકાએક તંબુ તુટી પડવાથી ઇ૦ સ૦ ૩૮૫ માં એનું મરણ નિપજ્યું.

**બેહેરામ ૪ થો**—પોતાનાં ભાઇના મરણથી ગાદીનશીન થયો. એણે કેર્માનશાહને શણગારી વધાર્યું હતું. એણે તાકે બોસ્તાનનું સુંદર કોતરકામ પોતાના વડવાની કીર્તીમાં કોતરાવ્યું હતું. બેહરામ ૧૧ વર્ષ રાજ્ય અમલ ભોગવી, દેશમાં ઉઠેલા બખેડાને સમાવવા જતાં અચાનક વાગેલા તીરથી ઇ૦ સ૦ ૩૯૬ માં મરણ પામ્યો.

ઇ. સ. ૩૯૬

**યઝદેજર્દ ઉલઅથીમ**—એણે પોતાના અમલના ૨૨ વર્ષો જુલ્મીપણે ગુજાર્યા. એણે પોતાના બેટાને લડાયક તાલીમ લેવા આરબ સરદારોના હાથ તળે મદાયન મોકલ્યો હતો. યજદેજર્દ પોતાના દેશ કરતાં પશ્ચિમ તરફની પ્રજામાં વખણાયો હતો, તેમાં શેહેનશાહ આરકેદિયસે પોતાના શાહજાદા થિઓદોશિઅસને યજદેજર્દની દરબારમાં કેળવણી લેવા થકી રાખ્યો હતો. એનું મરણ ઇ૦ સ૦ ૪૧૮ માં નિપજ્યું.

ઇ. સ. ૪૦૦

ખુશરૂ—અરદેશર બાબેગાનનો વંશજ હતો, તેથી તેને ઉમરાવોએ ગાદીનશીન કીધો. પણ એ ખબર બેહરામગોરને મદાયન તરફ મળતાં તે ઇરાન તરફ લશકર સાથે આવી ગાદી-નશીન થયો. ખુશરૂએ માત્ર નામનું રાજ્ય કર્યું.

બેહેરામગોર—બહાદૂર, દયાળુ, સખી અને બળવંત પાદશાહ તરીકે પ્રસિદ્ધતા પામી ગયો છે. એને તખ્ત આપવાની જેઓ વિરૂદ્ધ હતા તેમને એણે ઉદાર દિલે માફી બક્ષી પોતાના પક્ષમાં લીધા.

ઇ. સ. ૪૪૦

બેહેરામે તાતારના ખાન સાથે લડાઇ કરી તેમાં જીત મેળવી, તેમજ હિંદુસ્થાનમાં ફતેહો મેળવી ત્યાંથી દસ હજાર ગાના-રીઓને ઇરાનમાં આણી ઇરાનીઓ સાથે પરણાવી હતી. એણે આરબ તથા રૂમીઓના દેશોપર હુમલા કીધા પણ તેમાં ફાવ્યો નહિ. બેહેરામગોર એક અચ્છો નિશાન બાજ શેકારી હતો. એનું મરણ શેકાર કરતાં અચાનક રીતે મોરદાબા નામના બાગના કુવામાં ઘોડા સાથે પડી જવાથી નિપજ્યું.

યજદેજર્દ ૨ જો—ભલો અને બાપ જેવોજ સખ્ત તબેહનો પાદશાહ હતો. કૉન્સટન્ટીનોપલના પાદશાહે ખંડણી આપવા ના પાડયાથી પોતાના દાનેશમંદ વજીર મેહેરનારશીની સરદારી તળે લશકર આપી

ઇ. સ. ૪૫૦

ત્યાં મોકલ્યો. તેણે રોમનોને હાર આપી ફરી ખંડણી લેવા માંડી હતી. એનું મરણ ઇ. સ. ૪૫૯માં નિપજ્યું.

હોરમજદ ૩ જો—યજદેજર્દનો નાનો ને માનીતો શાહ-જાદો હતો; આથી એના વડા ભાઇ ફીરોજને સીસ્તાનની હાકમી

આપી રાજ્યમાંથી દૂર કીધો. હોરમજદ ગાદીએ બેસતાં ફીરોજે સામી ચઢાઇ કરી, તેમાં પ્રથમ તેને હાર મળતાં તે જીહૂન નદીને બીજે પાર નહાશી જઇ ત્યાંથી તારતરી પ્રજાનું નવું લશકર એકઠું કરી પોતાનો હક્ક મેળવ્યો હતો.

**ફીરોજ**—પોતાના ભાઇને પદભ્રષ્ટ કરી તેને મારી નાખ્યો ને પોતે તખ્તનશીન થયો. એના શરૂઆતના અમલમાં લાગટ ૭ વર્ષ સુધી 'દુકાળ' પડયો ને તેથી પાણી વિના પ્રાણીઓને ભારે આપદા પડી હતી. તે વેળા પાદશાહે ખુદાની બંદગી કરવા ઉપરાંત પ્રજાને મદદ કરવામાં વખત ગુજાર્યો હતો. એણે તાતારના ખુશનવાઝ પર ચઢાઇ કરી. પ્રથમ તે નહાશી ગયો પણ તેના બાહોશ સરદારે યુકિતથી ફીરોજના લશકરને બિયાબાનમાં ઘેરી પાણીની તંગી પાડી તાબે કર્યું. આવી રીતે ખુશનવાજના ફંદામાં ફસી પડતાં સેવટે કોલકરાર કરી ફરી લડાઇ નહિ ઉઠાવવાના સોગંદ લઇ ઇરાન તરફ પાછો ફર્યો. ઇરાન ફર્યાં પછી વચન તોડી બીજે મરતબે ચઢાઇ કરી. તેમાં ફીરોજ માર્યો ગયો અને તેની બેટી દુશમનોને હાથે કેદ પકડાઇ. આ બનાવ ઇ. સ. ૪૮૬માં બન્યો.

ઇ. સ. ૪૮૦

**પાલાષ**—ગાદીએ બેઠો ત્યારે તેનો ભાઇ કોબાદ પોતાના જીવની બીહિકથી ખાકાનના મુલક તરફ નહાશી ગયો. પાલાષે ફીરોજના વખતે રાજ્યમાં થયેલો અંધેર દૂર કીધો. એના અમલમાં 'એફતલાઇટ' પ્રજાએ રાજ્ય પર ચઢાઇ કરવાની દેહેશત આપવાથી તેને ખંડણી આપી નરમ પાડયા. આથી તેઓએ ફીરોજની બેટી તથા રાણી કેદ

ઇ. સ. ૪૯૦

કરી હતી, તેમને પાછી આપી. પાલાષે આર્મેનિયા પ્રાંતની પ્રજા સાથે સારી વર્તણુક ચલાવવાથી તેઓ તાબે રહ્યા. પાલાષ ૪ વર્ષ રાજ્ય અમલ ભોગવી ઇ. સ. ૪૯૦માં મરણ પામ્યો.

**કોબાદ**—ઇ. સ. ૪૯૦માં ખાકાનની મદદથી ઇરાન પર ચઢાઇ લઇ આવતો હતો તેટલાં માર્ગમાં પાલાષના મરણની ખબર સાંભળી. તેમજ તેજ વેળા નોશેરવાનના જન્મની તથા પોતાને તાબે તખ્ત

ઇ. સ. ૫૩૦

મલવાની ખબર સાંભળી બેહદ ખુશી થયો. કોબાદે તાતાર પ્રજા સાથે સ્નેહ બાંધી ખાઝાર પ્રજા સાથે લડાઇ કરવાની ફરજ પડતાં તેમને સખ્ત હાર આપી. એના અમલમાં મજદકે પેગંબરીનો દાવો ઉઠાવ્યો. તેણે એવો ફતવો આપવા માંડયો કે એક બીજાનો માલ સરખે હીસ્સે વેહેંચી લેવો, પરાઇ સ્ત્રી સાથે સંબંધ રાખવો, પોતાની દિકરી સાથે પરણવું વગેરે ફતવાઓથી ઘણાકોને પોતાના પંથમાં દાખલ કર્યા. તેમાં કોબાદ તથા તેના ઘણા હમ-શરીકો તેના ફંદામાં ફસ્યા. કોબાદની બેહેન ખુદ મજદક સાથે દોસ્તીમાં પડી. કોબાદને કુછંદી ધર્મમાં પડેલો જોઇ આર્મેનિય-નોએ કૉન્સટન્ટીનોપલના પાદશાહને ઉશકેરી ઇરાન પર ચઢાઇ કરવા કહ્યું. આ ખબર અમીર ઉમરાવોને પડતાં તેઓએ કોબા-દને પદભ્રષ્ટ કરી કેદ કીધો, ને તેના ભાઇ જામાસ્પને ગાદીએ બેસાડ્યો. જામાસ્પે દયા આણી પોતાના ભાઇનો પ્રાણ લીધો નહિ. તેટલાં કોબાદની બેહેને પોતાના ભાઇના દરોગા સાથે પ્રપંચ રમી તેનો છુટકો કર્યો હતો. કોબાદે ખુશનવાજનો આશ્રય લઇ ઇરાન પર ચઢાઇ કરી, ને ઇરાનનું રાજ્ય મેળવ્યું. જે પછી નોશેરવાને કોબાદને સમજાવી મજદક તથા તેના અનુયાયીઓને

ખાણી પીણી આપી કતલ કીધા, ને એ રીતે ઇરાનમાં ફરી શાંતી પથરાઇ હતી. એણે રોમન રાજ્ય પર ચઢાઇ કરી તેમાં પ્રથમ જસ્તીનીયનની ફત્તેહ થઇ, પણ બીજી લડાઇમાં કોબાદે જય મેળવ્યો. મરણ ઇ. સ. ૫૩૨માં નિપજ્યું.

ઇ. સ. ૫૮૦

નોશેરવાન—કોબાદનો બીજો પુત્ર હતો, તે છતાં નોશેરવાનની બુદ્ધિ અને ઉદારતા તથા શુરાતનની સર્વેને જાણ હોવાથી એને ગાદીનો માલેક ઠેરવ્યો, પણ તેની સામે જામાસ્પ તથા બીજાઓ થવાથી પ્રથમ પોતાના કુટુંબના ૪૦ માણસોની આ અદલ પાદશાહે કતલ કરી રાજ્ય પદ ધારણ કર્યું. એણે રાજ્યમાં ઇન્સાફ, દરબાર તથા વેહેવાર અને સ્થાનિક સ્વરાજ્ય બંધારણમાં ઘણો સુધારો કર્યો. એણે પોતાના રાજ્યને તાબે ૪ ઇલાકા વેહેંચી નાખ્યા ને તે ૪ ઇલાકાના હાકમો તેમના તાબેના ક્ષત્રુઓ તરફથી વાર્ષિક હકીકત મેળવી પાદશાહ પાસે રજુ કરતા. ખેડુતો પાસેથી ચોક્કસ ભાગ લેવાનો આગળ ધારો હતો તે બંધ કરી જમીન પર કાયમનો ધારો બાંધી બેસાડયો જેથી ખેડુતો પરનો જુલમ ઓછો થયો હતો. નોશેરવાને 'તેસીફૉન' ખાતે એક બુલંદ મહેલ બંધાવ્યો હતો. હાલ તે તદન ખંડિયર સ્થિતિમાં છે, છતાં તેના આગલા ભાગના મેહેરાબની કમાન ૮૫ ફીટ ઉંચી, ૭૨ ફીટ પોહળી અને ૧૧૫ ફીટ જાડી બાકી રહેલી છે. નોશેરવાને શાહાપુર ગામમાં એક પાઠશાળા સ્થાપન કરી હતી, અને ગ્રીક ગ્રંથોના તરજુમા કરાવ્યા હતા. એના રાજ્યમાં દરેક જણ પોતાનો ધર્મ—પંથ ખુલ્લી રીતે વગર હરકતે પાળી શકતો. તેમાં એની એક ખ્રિસ્તી રાણી મેહેલમાં રહી પોતાનો ધર્મ આચાર પાળતી, તેમાં

આ ન્યાયી પાદશાહે કદી હરકત કરી નહિ. તેનો બેટો 'નોશજાદ' પણ ખ્રિસ્તી ધર્મ પાળતો હતો. તેણે એક વેળા બળવો ઉઠાવ્યો તેમાં થએલી ઝપાઝપી દરમ્યાન રામણુજીનના હાથે માર્યો ગયો હતો. એણે રોમન પાદશાહને આગળ પ્રમાણેજ પોતાના શુરાતનથી દાબી રાખ્યો હતો, એણે અરબસ્થાનમાં વધી આવેલા ખ્રિસ્તી હબશીઓને મારી હટાવ્યા હતા. એનો બાહોશ વજીર બુજર્ચમેહેર પોતાની દાનાઇ માટે મ્હોટી કિર્તી મેળવી ગયો છે. નોશેરવાન ૪૮ વર્ષ રાજ્યપદ ભોગવી ઇ. સ. ૫૮૦ માં મરણ પામ્યો. એના અમલમાં હજરત મહમદનો જન્મ થયો હતો. એના અમલમાં શેત્રંજની રમત ઇરાનમાં પેહેલ વેહેલી દાખલ થઇ હતી.

**હોરમજદ ૪ થો**—નોશેરવાનની તુર્ક રાણી ફકીમનો બેટો હતો. એણે જુલમ જાસ્તીથી ત્રાસ વર્તાવ્યો હતો. એના અમલમાં તુર્ક, આરબ, રૂમી વગેરે પ્રજાએ ઇરાનને વેરાન કર્યું; આથી એણે રૂમી તથા આરબો સાથે સલ્હા કરી ઇરાનને નબળું બનાવ્યું. એની સાથે થએલી તુર્કિઓની લડાઇમાં તુર્ક પાદશાહ કતલ થયો. હોરમજદ પોતાના સાળાઓને હાથે ઇ. સ. ૫૮૮ માં મારયો ગયો.

ઈ. સ. ૫૯૦

**ખુશરૂ પરવીજ**—તખ્તનશીન થતાં પિતાનું ખુન કરનાર મામાઓને કતલ કરી બાપનું વેર લીધું. ક્રાઇસ્ટને જે ક્રુસપર ફાંસી દઇ મારી નાખ્યો હતો તે ક્રુસ એણે ઇરાનમાં મોકલી ૯૦,૦૦૦ ખ્રિસ્તીઓને બંદીવાન કર્યા. એણે બેહેરામ ચોબીન સાથે અનેક લડાઇઓ કરી તેને નાચાર કીધો અને છેલ્લે અચાનક તેનું ખુન થવાથી એક બળ-

ઇ. સ. ૬૦૦

વંત હરીફ સદાનો દૂર થયો. ખુશરો જગઆશકાર શીરીન સાથે પરણી રૂમીઓના નિકટ સંબંધમાં આવ્યો હતો એના સસરા મારીસનું ખુન થવાથી ઇ૦ સ૦ ૬૦૩માં એણે કએસર 'ફોકસ' ઉપર ચઢાઇ કરી જીત મેળવી. તેમજ એણે સિર્યામાં એન્ટીઓ-કસપર જીત મેળવી. તેમજ બીજી તરફ આર્મેનિયાપર ચઢાઇ કરી છેક ભૂમધ્ય સમુદ્ર સુધી પોતાની ધજા ફફડાવી. એને જેમ જેમ જીતો મળતી ગઇ તેમ લોભ વધવા માંડયો. છેલ્લે રૂમ ઉપર પોતાનો હક્ક રજુ કીધો ને ત્યાંના કયસરને જરથોસ્તી ધર્મ કબુલ કરવાની ફરજ પાડવા જેવું ધોરણ અખત્યાર કર્યું; ને તેમ જો તે ન કરે તો રાજપર પોતાની બાનુ મરીયમ તરફથી હક્ક પુરવાર કીધો. ઇ૦ સ૦ ૬૧૯ માં ખુશરોએ ઇરાનની ધજાને સિંધુ નદીથી, પશ્ચિમે એશિઆમાઇનર સુધી ઉડતી કરી હતી. પણ તે પછી ઇ૦ સ૦ ૬૨૨માં હિરાકલીસે ઇરાનપર ચઢાઇ કરી ખુશ-રૂનો તદન પરાજય કર્યો. આવી રીતે હાડમાર થવાથી એ સર-દારોપર રૂઠયો, પણ તેથી એને કેદ કરવામાં આવ્યો. એનો વડો શાહજાદો શિરોય જુલ્મી અને નાતરસ સ્વભાવનો હતો. તેણે શીરીનના બેટા મરદાનશાહને ખુશરૂ હજુર કતલ કરી તેને છળવામાં બાકી રાખ્યું નહિ. ખુશરૂનું મોત હોરમજદની તલ-વારથી ઇ૦ સ૦ ૬૨૭ માં નિપજ્યું હતું.

શિરોય—આ ખુની શાહજાદો ઇ૦ સ૦ ૬૨૮માં ગાદી-નશીન થયો. એણે ઇરાનીઓએ જીતી આણેલો ક્રુસ હિરાકલીસને સોંપ્યો; આથી એની નબળાઇ જણાઇ આવી.

ઇ. સ. ૬૨૮

એણે પોતાના બીજા ૧૬ ભાઇઓને અરદથે મોકલી કુબાડી માર્યા હતા. એના આવા ક્રુર

કામોથી એની બેહેનોએ એને શ્રાપ આપ્યા જેથી એનું મન ડંખવા લાગ્યું. ૮ માસ રાજ્ય કરી મર્કીનો ભોગ થઇ પડયો.

**અર્દશીર ૩ જો**—પિતાના અકાળ મરણ વેળા ૭ વર્ષનો હતો. તેને ગાદીનશીન કરવામાં આવ્યો. તે વેળા શેહેરબર્જે ઇરાનપર ચઢાઇ કરી એને મારી નાખ્યો. એણે ઇ. સ. ૬૨૮ ના ફેબરૂવારીથી તે નવેંબર માસ વેર રાજ્ય ભોગવ્યું.

**શેહેરબર્જ** તથા **ખુશરો**—નામના પાદશાહોએ એક વર્ષ પાદશાહી ભોગવી ગતે લાગા. તેઓએ ૬૨૯ના વર્ષમાં થોડા થોડા માસ અમલ ભોગવ્યો.

| | |
|---|---|
| | **પુરાનદોખ્ત**—ઇ૦ સ૦ ૬૨૯ના જાનેવારીમાં ગાદીએ બેઠી, પણ તેણીના પિત્રાઇ શનન્દેહે તેણીને એક |
| ઇ. સ. | વર્ષથી વધારે વાર રાજ્ય અમલ ભોગવવા દીધો |
| ૬૩૦ | નહિ. મરણ ઇ૦ સ૦ ૬૩૦ ની આખેરીમાં નિપજ્યું. |

**શનન્દેહ**—એ બદ દયાનતે મેળવેલું રાજ્ય બે માસ ભોગવી મરણ પામ્યો.

**આજરમિદોખ્ત**—રાજ્યાસનપર આવતાં ઇરાનની હાલત સુધારવાની કોશેસ કરી પણ તેટલાં ખોરાસાનના સરદાર ફરરોખ

| | |
|---|---|
| | હોરમજદે એની તરફ પ્રિતી બતાવી. તેથી તે |
| ઇ. સ. | રાણીને હાથે માર્યો ગયો. તે ફરરોખના ખુનના |
| ૬૩૧ | વેરમાં તેના બેટા હોરમજદે આ ભલી રાણીનું ખુન ઇ૦ સ૦ ૬૩૧ના માર્ચ માસમાં કીધું. |

કસરા—રાજ્યસન પામ્યો પણ પ્રજાએ તેને પદભ્રષ્ટ કરી રાજ્યને વધુ નબળી સ્થિતીમાં આણ્યું.

ફિરોજજાદ—ખુશરૂ પરવેજનો બેટો હતો. તેથી એને જુલાઇ માસમાં ગાદીનશીન કીધો હતો પણ એકજ માસમાં એના ગુલામે એને ઝેર દઇ મારી નાખ્યો, ઇ૦ સ૦ ૬૩૧.

હોરમજદ—તે પછી ગાદીનશીન થયો પણ આ કમનશીબ પાદશાહ ઇરાનના રાજ્યની પડતી દશાને લીધે બે માસ રાજ્યપદ ભોગવી માર્યો ગયો. આ રીતે ઇરાનના એક પછી એક પાદશાહો માર્યા ગયાથી રાજ્યમાં ઓટીંગ બાદશાહીનો દોર ચાલ્યો. પ્રજાની મતી બગડી, અમીર ઉમરાવોમાં લોભ વધ્યો, લડાયક બળ મોજ મઝાહથી ગુમ થયું અને દરેક જીગરમાં પ્રપંચી લોભ પેવસ થયો, કે જે નાશકારક ગુણોથી ઇરાનની શેહેનશાહત દુન્યામાંથી સદાની નાબુદ થવાના ખુલ્લાં ચિન્હો જણાયાં.

યજદેજર્દ શેહેરીયાર—રાજ્ય કુટુંબમાંથી બાકી રહેલો માત્ર એક શાહજાદો મળ્યાથી તેને ઇ૦ સ૦ ૬૩૨માં ૧૫ વર્ષની વયે ગાદીનશીન કીધો. આ વેળા આરબોનું બળ વધી પડયું હતું, અને જ્યાં ત્યાં તેમની ફતેહે ગાજી રહી હતી. તેવી વેળાએ ઇરાનનો બગડેલો મામલો જોઇ ખલીફ ઓસમાને પ્રથમ ચઢાઇ કરી, પણ ઇ૦ સ૦ ૬૩૪માં પૂલની લડાઇમાં આરબો હારી નહાશી ગયા. તે પછી હિરાની લડાઇમાં પણ તેમની તેવીજ દશા થઇ. આથી તેઓએ લુટફાટ ચલાવી ને પેહેલ વેહેલું બગદાદ શેહેર લુટયું. ઇ૦ સ૦ ૬૪૦ માં કાદેશિયાની લડાઇમાં

ઇ. સ. ૬૫૦

ઇરાનીઓનો વડો સરદાર રૂસ્તમ ઇબ્ન ફેરોખજાદ માર્યો ગયો. આથી ઇરાનીઓની તદન હાર થઇ, તથા દરફશે કાવાની નામનો રાજ્યનો ઝુંડો દુશમનોને હાથે જઇ તેના કટકા ભુકલા થયા. તે પછી બીજી લડાઇ નેહાવંદ તરફ થઈ, પણ તેમાં આરબો જીતવાથી યજદેજર્દ હારીને ન્હાઠો ને મર્વમાં ભરાયો. મર્વમાં જે લોટ દળનારને ત્યાં યજદેજર્દ ભરાયો હતો તેણે દ્રવ્યલોભથી દગો કરી પાદશાહ યજદેજર્દને ઇ૦ સ૦ ૫૨માં મારી નાખ્યો. એ રીતે યજદેજર્દના મોત સાથે ઇરાનની જરથોસ્તી શેહેનશાહતની આખેરી આવી, કે જે પછી ઇરાનમાં કદી જરથોસ્તી શેહેનશાહત સ્થાપન થઇ નહિ, અને સર્વ ઇરાન ઝનુની જંગલી આરબોને હાથે ઉજડ બની ઇરાનની ધર્તીપરથી જરથોસ્તી રાજ્યનું નામ નાબુદ થયું.

## ઇસલામી અમલમાં ઇરાન.

ઇરાનમાં ઇસલામી અમલ ઇરાનની પડતી સાથે શરૂ થયો, તોપણ છુટા છવાયા પાર્સી હાકેમો જૂદા જૂદા પ્રાંતો પર હાકમી કરતા હતા. તેમાં માજનદરાનના પારસી હાકેમોનાં વંશજે ઇ૦ સ૦ ૬૬૫થી ૧૩૫૦ સુધી અમલ ભોગવ્યો હતો. આ લાંબા વખત દરમ્યાન જો કે પારસી રાજ્યકર્તા હાકમી ચલાવવા નસીબવાન નિવડયા તોપણ મોહમેદન ખલીફો, સૈયદોના ખાસ આડતીઆ માજનદરાન જેવા મુલકો પર જ્યારે પોતાની સત્તા ચલાવતા ત્યારે હકદાર પારસી હાકેમોને તેમની તાબેદારીમાં રહી કામ બજાવવું પડતું. પેહેલા તબક્કાનાં ૧૪ હાકમો થયા. તેઓએ ૩૧૨ વર્ષ સુધી અમલ ભોગવ્યો, ને ત્રીજા

ઇ. સ. ૬૬૫થી ૧૩૫૪.

તબક્કાના હાકેમોએ ૧૨૪૦ થી ૧૩૫૪ સુધી અમલ ભોગવ્યો હતો. આ ત્રીજા તબક્કાનો છેલ્લો હાકેમ ફખ્રઉદૌલા હોસન હતો.

યજદેજર્દના અંત પછી ઇરાન પર ખલીફાઓનો ચાલુ અખત્યાર રહયો. તેઓએ ૯ સદી સુધી ફૂલ મુખત્યારી ભોગવી. ઇ. સ. ૮૬૮ માં

ઈ. સ. ૮૫૦

સિસ્તાનના એક 'કેસાર' યાકૂબ બીન લઇસે ખલીફની સત્તા સામે બળવો કરી કાબુલ, બલખ અને ફાર્સ જીતી લીધાં ને ૮૭૬ સુધી હાકમી ભોગવી. તેનો ભાઇ અમ્રૂ ૮૭૭ સુધી ફાર્સનો હાકમ હતો.

**સામાની વંશની** પાદશાહાત ઇસ્માઇલે સ્થાપન કરી, બોખારાને પાયતખ્ત બનાવ્યું. તેનો રાજ્ય અમલ ઇરાક, ફાર્સ કેરમાન, ખુજીસ્તાન, લારીસ્તાન, અને મધ્ય એશિયા સુધી પ્રસર્યો હતો. આ વંશે ઇરાનમાંથી આરબ દોરનો સમુળો નાશ કર્યો.

**દીલમી વંશે** ઇરાનમાં ૮૩૩ થી હકુમત સ્થાપી. આ

ઇ. સ. ૯૦૦

વંશનો સ્થાપક અબુસૂજા બુયાહ હતો. તેના ત્રણે બેટા અલી, રૂકનઉદદોલા, માએજઉદદોલા અહમદ, એમ એક પછી એક ફાર્સ, ઇરાક, અજમી, ખુજીસ્તાન, બગદાદ, વગેરેપર રાજ્ય અમલ ચલાવી ગયા, તેમાં રૂકનનો બેટો માએજ સેવટે બાપ તથા કાકાના દેશનો માલેક થયો. પણ ઇ. સ. ૯૦૦ પછી દીલમી વંશની આખેરી મેહમુદ ગજનીને હાથ આવી હતી.

**ગજની વંશનો** સ્થાપક સબગ્તગીન ગજનીમાં આવી

ઇ. સ. ૧૦૦૦

રહયો ને ત્યાં ૯૭૬ માં મરણ પામ્યો. તે પછી તેની ગાદીપર મેહેમુદ ગજનીએ આવી મોટી પ્રસિદ્ધના મેળવી. એણે ૧૦૨૨ માં ઇરાનના

છેક ઇરાક અને રશીઆ સુધી પોતાની સત્તા સ્થાપી. મહમુદ ગજનીએ ઇરાક તેમજ હિંદુસ્તાનમાં પોતાનો મોટો કાબુ બેસાડયો, પણ તેના મોત બાદ તેના વંશની પડતી આવી. તુરાની ટોળાના તુગ્રલબેગે પૂર્વ ને પશ્ચિમ ઇરાન તાબે કરી ૧૦૬૦ સુધીમાં ગીજની વંશનો અંત આણ્યો.

**સલ્જુકી વંશ** તુગ્રલે સ્થાપન કરી તેના પછી તેનો ભત્રીજો અલ્પઅર્સલાન ગાદીનશીન થયો. તેણે મર્વથી પાયતખ્તને ખોરાસાન ખાતે ૧૦૪૨માં આણ્યું. એણે ૨૦ વર્ષ દરમ્યાન ઇરાનના મોટા પાદશાહની ઉપમાં મેળવી, ખલીફાનું વડપણ નામનું રેહવા દીધું હતું. તેનો બેટો મલેકશાહ બાપ જેવોજ બહાદુર નિવડયો. તેણે મીસર, પશ્ચિમ સિર્યા, પૂર્ં બોખારા વગેરે ભાગો જીતી લીધાં. તેમજ ભૂમધ્ય સમુદ્રથી બીજી તરફ ચીન સુધી તમામ દેશો તાબે કર્યા. આ પાદશાહે ઈરાનને પૂર જાહોજલાલીએ પોંહચાડયું પણ ૩૮ વર્ષની ટુંક વયે મરણ પામ્યો. એણે જલાલી સને શરૂ કર્યો હતો. તે પછી આ સલ્જુકી વંશના નબળા રાજાઓએ એક સદી સુધી અમલ ભોગવી ઈ. સ. ૧૧૯૩ માં તોકુશને હાથે અંત આવ્યો.

ઇ. સ. ૧૧૦૦

**અતાબેગને** નામે ઇરાનમાં જે જગેજગ હાકમી શરૂ થઇ તે ઇ. સ. ૧૨૨૫ સુધી ચાલી. તે વેળા ઇરાન એ પાદશાહની સત્તા તળે નહોતું પણ જૂદા જૂદા પ્રાંતના અતાબેગો તેપર અમલ ચલાવતા હતા.

ઇ. સ. ૧૨૦૦

**મોગલ વંશ** ( મોગલ એ મોંગોલનો અપભ્રંશ છે ) ના સ્થાપક જંગીજખાને ૧૨૦૫ માં તમામ મધ્ય એશિઆના શેહેનશાહ તરીકે નામના મેળવી

ઇ. સ. ૧૩૦૦

એની સામે ખારજમના શાહાજાદાએ માથું ઉઠાવ્યાથી જંગીજ-ખાને એક લાખ માણસોની કતલ કીધી; તેમાં બલ્ખની પ્રજાનો મોટો ભાગ નાશ પામ્યો હતો. તેજ મુજબ નિશાપુરના સત્તર લાખ રહેવાશીઓને રેંહેસી નાખ્યા હતા. તેમજ આ મનુષ્યરૂપી રાક્ષસે મર્વ, હિરાત અને બગદાદમાં પણ તેવીજ કતલ ચલાવી. એનું મરણ ૧૨૨૭માં નિપજયું. એણે પોતાના અમલમાં સવા કરોડ માણસોનાં લોહી રેડયાં હતાં. એના પૌત્ર મંગુએ ૧૨૫૬ માં ઇરાનમાં શાંતી પાંથરી ઘણાક સુધારાના કામો કર્યા ને આસાસિન નામના ખુની ટોળાને જડમેખથી ઉખેડી નાખ્યો. તેના પછી તેનો બેટો અબાક ૧૨૬૪ માં ગાદીનશીન થયો. આ મોગલ ટોળાનો અંત અબુસઇઅદના વખતમાં અમીર તૈમૂરને હાથે ઇ. સ. ૧૩૩૬ માં આવ્યો. મોગલ વંશના અમલ દરમ્યાન ઇરાનમાં શાએરી અને હુન્નર વિદ્યાનો મોટો પ્રસાર થયો હતો.

મુઝફ્ફર વંશનો અમલ તે પછી શીરાજમાં ચાલુ થયો;
ઇ. સ. ૧૩૮૦ પણ તેનો અંત ૧૩૮૩ માં તૈમુરલંગે આણ્યો હતો
શીરાજના મુઝફ્ફર વંશના છેલ્લા પાદશાહ મન્સૂર તથા તેના કુટુંબ કબિલાને ક્રુર મનસૂરે રીબાવી માર્યું હતું.

તુરાની વંશની માર્યું હતું. સ્થાપના તૈમુરલંગે ઇ. સ. ૧૩૬૯માં
કરી. તૈમુરે સમરકંદપર પોતાનો અમલ સ્થાપન
ઇ. સ. કરી ખિવા, મધ્યએશિઆના દેશોથી તે છેક કાળા
૧૪૦૦ સમુદ્ર ઉપરના રશિયન મુલકોમાંના કિપચાક સુધી
પોતાની ધજા ઉડતી કરી હતી. વળી તેણે માજન-

દરાનને પણ તાબે કર્યું હતું, તેમજ આજરબિજાનમાં, જયૉર્જીયા, કંદહાર તથા ઇસ્પહાન ૧૩૮૭ સુધીમાં જીતી લીધાં. તૈમુરલંગે ઇસ્પહાનમાં ભારે ખુનરેજી ચલાવી હતી. ૧૩૯૨માં ઇરાનના રાજ્યકર્તા મુઝફ્ફર વંશનો શાહ સામો થયો, તેથી કાસ્પિયનના દક્ષિણ કાંઠા ઉપરના માંજ-નદરાનને જીતતો છેક ઇરાનપર ચઢાઇ કરી ત્યાં પોતાનો અમલ સ્થાપન કર્યો. તૈમુરના બેટા શાહરૂખે મનસૂરના સર્વ ખેશ કબીલાને કતલ કરી ઇરાન પર મજબુત સત્તા સ્થાપી. તૈમુરનું મરણ ઈ. સ. ૧૪૦૫ માં નિપજ્યું. તૈમુરના વારેસ શાહરૂખે પિતાથી ઉલટી રાજ્યનીતિ ચલાવી પ્રજામાં ખુનરેજી નહિ ચલા-વતાં દયાળુપણે ઘણા સારા બંદોબસ્ત કર્યા. એણે હિરાતને પાયતખ્ત શહેર બનાવ્યું હતું. તેના બેટા ઉલુગબેગનું તેનાજ વારેસ બેટાને હાથે ખુન થતાં તૈમુરના વારસોમાં તખ્ત માટે મારફાડ ચાલી અને અંતે તેનો નબીરો અબુસૈયદ બોખારાનો માલેક થયો. તેનો અંત ઇ. સ. ૧૪૬૮ માં ઉજૂનહસનને હાથે આવ્યો. એનો એક બેટો ઉમરશેખ ૧૪૯૨ માં બોખારાથી પૂર્વભણી ફર્ગાનના પ્રાંતમાં હાકમ તરીકે રહયો. પણ તેના બેટા બાબરને હિંદુસ્તાન તરફ નહાશી જઈ ત્યાં નસીબ અજમાવવું પડયું. ખોરાસાનની હાકમી તે વેળા તૈમુરના વંશજ હુસેન મિર્જાના બેટાઓના હાથમાં હતી. હિરાતમાં તે વેળા મુજફ્ફર હુસેન રાજ્ય કરતો હતો, તેને ૧૫૦૭ માં શૈબાનીખાને મારી નાખ્યો; અને આ અંત પછી તૈમુરના વંશજોની હાલત નબળી પડી રાજ્યનો અંત આવ્યો.

ઇ. સ.
૧૫૦૦

તૈમુરના વંશની આખેરીમાં ઇરાનમાં કાળા મેંઢા ને ધોળા મેંઢાનો દોર દિનપરદિન વધતો જઇ ધોળા મેંઢના વડા સરદાર

ઉઝુનખાને તમામ ઇરાનને તાબે કર્યું હતું, પણ તેના પૌત્રને ઇસ્માઇલશાહે તાબે કરી આ ટોળાનો અંત આણ્યો.

**સફવી વંશના** સૈફુસ નામના એક વિદ્વાન મોલવિના વંશમાં ઇસ્માઇલશાહનો જન્મ ઇ. સ. ૧૪૮૦ માં થયો. એણે ૧૮ વર્ષની વયે કાસ્પિયન સમુદ્રના કાંઠેના ગ્રિલાન તરફ જઇ ત્યાં પોતાની બુદ્ધિવડે લશકર એકઠું કરી બાકૂ તાબે કર્યું. તે પછી તેની સત્તા અને બળ વધતું ગયું. ઇસમાઇલની સામે 'અલામત'નો સરદાર સામો આવ્યો પણ તેને ૧૬,૦૦૦ સિપાહોના લશકરથી મારી હટાવ્યો, ને તાઇબ્રિજને તાબે કર્યું, ઇ. સ. ૧૪૯૯ માં એણે પોતાને ઇરાનના શાહા તરીકે જાહેર કીધો; અને સૂફી વંશની ઇરાનમાં સ્થાપના કરી. ત્યારથી આજસુધી મહમદ અફઘાનની સ્વારી શિવાય સઘળી મુદત થઇ ઇરાન સ્વતંત્રતા ભોગવતું આવ્યું છે. સૂફી વંશની સ્થાપના થતાં ઇરાનમાં શિયા પંથનું રાજ્ય ચાલ્યું. ઇસમાઇલે નૈઋત્યે તૈગ્રીસ નદી સુધી અને ઉત્તરે તથા પૂર્વે સમરકંદ, કંદહાર સુધી પોતાનો અમલ બેસાડયો. એનું મરણ ૧૫૨૪ માં નિપજયું. તેના પછી ૧ લો તેહેમાસ્પ ૧૦ વર્ષની વયે ગાદીએ બેઠો. એના અમલમાં ૧૫૬૧ ના સુમારે રાણી ઇલિઝાબેથે મી૦ એન્થની જેન્કીન્સનને એક પત્ર આપી દરબારમાં મોકલ્યો હતો. તેના મરણ પછી **બીજો ઇસ્માઇલ** અને **મહમદ ખુદા બંદા** એ ઇરાનના નામના શાહા થયા; તેઓએ પોતાના તરફથી ઇરાનને કશા લાભ કર્યા નહિ; આથી આ નવું રાજ્ય પડતી દશાએ પોહતું. પણ તેમાં ઇ. સ. ૧૫૮૬ માં તેહેમાસ્પના

ઇ. સ. ૧૫૨૦

ઇ. સ. ૧૬૨૮

પૌત્ર **શાહઅબ્બાસને** ગાદીનશીન કરવામાં આવતાં તેણે રાજયમાં ઘણા સુધારા કર્યા. એ ૪૨ વર્ષ રાજય અમલ ભોગવી ૧૬૨૮ માં મરણ પામ્યો. એના મરણથી સૂફી વંશની પડતી દશા બેઠી. તેના પછીના ગાદીવારેસો મોજશોખમાં પડી રાજયને અફડા તફડીમાં મેલ્યું. **બીજા અબ્બાસનો** અમલ પણ તદન નબળો નિવડયો. ઇરાનમાં આવી રીતનું અંધેર ચાલતું જોઇ અફઘાનિ અમલના ચિન્હો જણાવા માંડયા. ઇ. સ. ૧૭૨૨ માં મેહમુદ નામનો એક અફઘાન સરદારે પચાસ હજારના લશ્કર સાથે વગર લડવે ઇસ્પહાન વેર ચઢાઇ લઇ આવી અનેક શેહેરો તાબે કીધાં. તે વેળા ઇસ્પહાનમાં ૬ લાખની વસ્તી હતી. ઇસ્પહાનનો તે વખતનો શાહ હુસેન, તેનો બેટો તેહેમાસ્પ અને બે પૌત્રો નહાશી ગયા પણ બીજા કુટુંબીઓ મેહમુદના લશ્કરે ચલાવેલી કતલમાં માર્યા ગયા. ૧૭૨૫ માં મેહમુદ મરણ પામ્યો ત્યારે તેનો ભત્રીજો અશ્રફ ગાદીનશીન થયો. તેનો અમલ ઇ. સ. ૧૭૨૭ માં નબળો પડયો. તેટલાં તેહેમાસ્પ મહમદના હાથથી નહાશી ઇરાનની ઉત્તરે તરફ મોટી ફોજ એકઠી કરી નાદીર કુલીની મદદથી ઇસ્પહાનપર ચઢાઇ લઇ ગયો અને અફઘાનોને દેશમાંથી હાંકી મેલ્યા. અશ્રફના ખુન પછી શાહા તેહેમાસ્પ તખ્તનશીન થયો. પણ તેને ૧૭૩૨ માં નાદીરશાહે પદભ્રષ્ટ કરી કેદ કીધો. ૧૭૩૬ માં શાહા તેહેમાસ્પને મારી નાખી ઇરાનનો નાદીરશાહ પાદશાહ થયો. તે પછી એણે અફઘાન દેશ જીતી હિંદુસ્થાનમાં ચઢાઇ કરી. દિલ્લીમાં તેણે મોટી કતલ ચલાવી ત્યાંના મોગલ પાદશાહ મહમદશાહ (ઇ. સ. ૧૭૨૦ થી ૧૭૪૦)

ઇ. સ. ૧૬૫૮

ઇ. સ. ૧૭૦૦

ની બેટી સાથે લગ્ન કરી ઇરાન ફર્યો. એનું મરણ ઇ. સ. ૧૭૪૭માં નિપજ્યું. નાદીરના મરણ પછી—એક પછી એક સંખ્યાબંધ લડાઇઓ અપસમાં થઇ, જેથી ઇરાનના જૂદા જૂદા પ્રાંતો થઇ તેના જૂદા જૂદા સ્વતંત્ર હાકેમો થયા ને ઇરાન પાદશાહી વિનાનું ગણાયું.

જંદ ટોળાના વડા **કરીમખાને** ૧૭૫૦ થી ૧૭૭૯ સુધી મોટી પ્રસિદ્ધતા મેળવી. તેણે ઇરાનમાં અનેક સુધારા કર્યા, એણે શાહ સુલતાન હુસેનના ભત્રીજાને '૩ જા આબાસને' નામનો પાદશાહ બનાવી પોતે સર્વ સત્તા એક હાથ કરી રાજ્ય કારોબાર ચલાવ્યો. એના અમલ દરમ્યાન ૧૭૩૫માં **આગા મોહમદ કાજરનો** જન્મ થયો. તેની તરફ કરીમખાન અતિ મેહેરબાન હતો. પણ આગા મોહમદ બચપણથી સહાસિક હોવાથી તેણે સ્વપરાક્રમે આસ્રાબાદમાં પોતાની સત્તા સ્થાપી. ૧૬૯૬ માં જ્યૉર્જીયાનો દેશ તાબે કરી ૧૭૯૬માં ઇરાનનો શાહ થયો. એણે નાદીરશાહના એક વંશજ શાહરોખ જે મશહદમાં રહેતો હતો તેનું ખૂન કરી તેની પાસેથી હિંદુસ્થાનની લુટનો સર્વ ખજાનો લુટી લીધો. એ ૧૭૯૮ માં મરણ પામ્યો.

ઇ. સ. ૧૭૫૦

**ફતેહઅલીશાહ** તેના બાપ પછી ગાદીનશીન થયો. ૧૭૯૯ માં એની મુલાકાતે મેજર માલકમની સરદારી તળે એક એલચી ખાતું ગયું હતું. પણ તે પછી ૧૮૦૬ સુધી રશિઆએ આસપાસનાં ઘણાક ગામો તાબે કર્યાં આથી ૧૮૦૭ થી ફ્રાન્સના નેપોલિયન સાથે ફતેહઅલીએ કોલકરાર કર્યાં. તે પછી ઇંગ્રેજોએ ૧૮૧૦ માં પોતાનો

ઇ. સ. ૧૮૦૦

લાગવગ ઇરાનમાં વધારવા માંડયો. ઇ. સ. ૧૮૨૬ માં રશિઆ સાથે ઉઠેલી લડાઇમાં ઇંગ્રેજોએ શાહાને કોલકરાર મુજબ મદદ નહિ કરવાથી ઇંગ્રેજોને પાછળથી મોટો દંડ આપવો પડયો હતો. ફત્હેઅલી શાહે પોતાના બેટા અબ્બાસ મિર્જાને હૈયાતી દરમ્યાન રાજ્ય કારોબાર સોંપ્યો હતો; પણ તે તેની હૈયાતીમાં ઇ. સ. ૧૮૩૩ ના સુમારે મરણ પામ્યો. તે પછી ૧૮૩૩માં ફત્હેઅલી શાહ મરણ પામ્યો. તેની ગાદી પર મોહુમદ કાજાર આવ્યો. તે વેળા તેની સામે

ઇ. સ. ૧૮૩૦

તેનો કાકો અલીમિર્જા તથા ફાર્સનો હાકમે હસનઅલી મિર્જા થયા પણ ઇંગ્રેજ એલચી સર જૉન કૅમ્બેલ તરફથી મળેલી નાણાંની તથા લશકરની મદદથી એ આસાની સાથે તખ્તનો માલેક થયો. એણે ૧૮૩૭માં હિરાતને ઘેરો નાખી જીતી લેવાની કોશેશ કરી, પણ ઇંગ્રેજોના વચમાં પડવાથી તેને પાછું હટવું પડયું; એના અમલમાં રશિઅનોએ કેસ્પીયન સમુદ્ર માહેલા અશુરાદ નામે ઇરાની ટાપુનો કબજો લઇ તેને કિલ્લેબંદી વગેરેથી મજબુતાઇ આપી. એનો વજીર મિર્જા આગાસી નામે રાજ્યમાં અતિ મોટો લાગવગ ધરાવતો હતો, અને તેણે પોતાની ઇનરાજીમાં આવેલા ભલભલા રાજવંશીઓને દેશનિકાલ કર્યા હતા. એના જાપતા તળે મોહુમદશાહે અમલ ચલાવી ઇ. સ. ૧૮૪૮માં ૪ થી સપ-ટેમ્બરે મરણ પામ્યો.

**નાસરઉદ્દીનશાહ** ૧૮૪૮માં ગાદીનશીન થયો. આ શાહના અમલ દરમ્યાન ઇરાનમાં ઘણા સુધારા દાખલ થયા. તે ઇંગ્રેજોનો વફાદાર મિત્ર હતો. ઇ. સ. ૧૮૫૦ માં વજીર આગાસીના જુલમાતથી ઇસ્પહાન તથા ખોરાસાનમાં બળવો ઉઠયો. આ

બળવો ૧૮૫૧ માં દાબી દઇ તેના આગેવાન સાલારને કુટુંબ કબીલા સાથે મારી નાખવામાં આવ્યો. એના અમલ દરમ્યાન બાબી પંથની સ્થાપના થઇ અને તે પંથે મોટો કાબુ મેળવવા માંડયાથી તેમની મોટી કતલ કરવામાં આવી તથા તેમના સ્થાપકને ફાંસી દઇ મારી નાખવામાં આવ્યો. તેજ સમયે પ્રજાપ્રિય મિર્જા તકી નામે વજીરને મારી નાખવામાં આવ્યો હતો. મિર્જા તકી નાસ્રઉદ્દીનશાહનો બનેવી હતો. આ ઇરાનના શાહે યુરોપ ભણી ઇ. સ. ૧૮૭૩ તથા ૧૮૮૯માં બે મુસાફરીઓ કરી હતી. નાસ્રઉદ્દીનશાહ લાંબો વખત રાજ્ય અમલ ભોગવી પોતાના ૫૦ વર્ષનો અમલ પુરો થવાના ૩ દિવસ આગમજ ઇ. સ. ૧૮૯૬ માં ૪ થી મેએ ખૂનીને હાથે માર્યો ગયો હતો.

**મુઝફ્ફરૂદ્દીન** શાહ ઇરાનનો પાદશાહ તે પછી થયો. એના રાજ્ય દરમ્યાન ઝાઝા જાણવાજોગ બનાવો બન્યા નથી.

ઇ. સ. ૧૯૦૦

એણે ઇ. સ. ૧૯૦૦માં યુરોપ તરફ મુસાફરી કરી હતી. પારીસના પ્રદર્શણની મુલાકાત લેવા જતાં એનારકીસ્તનાં ખૂની હુમલામાંથી એ સેહેજમાં બચ્યો હતો.



## સમજણ.

હવે પછીનાં પાનાઓમાં આપેલાં તાવીજો બાંધવા અગાઉ નીચલો નિયમ જરૂર ધ્યાનમાં રાખવો :—

તાવીજો લખ્યા અગાઉ પેહેલાં મન પવિત્ર રાખી, તન પાક કરી, નાહી ધોઇને તેમજ કુશ્તી પાદયાબ કરી, સર્વે વિચાર મનમાંથી કહાડી નાખી, જે કામ સરંજામ કરવા ધાર્યું હોય તેજ ફક્ત મનમાં રાખી તાવીજને લોબાનમાં ધુપાવી બાંધવું.

—:0:—

# તાવીજોની સમજ.

| તાવીજનું નંબર. | | તાવીજોની તખ્તીનું પાનું. |
|---|---|---|
| ૧ | આ તાવીજ બાંધીને કોઇ સાથે મિત્રાચારી તથા મોહબત રાખવી હોય તો તેનું નામ સાથે જોડીને તાવીજ લખવું ને તેને પોતાની પાસે રાખવું...................... | ૧ |
| ૨ | આ તાવીજ લખીને બાજુએ બાંધે તો તેથી દેવ દરૂજો તથા તમામ બલા દફે થાય.......................... | ૨ |
| ૩ | આ તાવીજો દેવ દરૂજોને બતલાવ્યાથી તેઓ દફે થાય છે.................................... | ૩ |
| ૪ | આ તાવીજ લખીને જેને કોઇ પ્રાણી કરડી ઝેર ચઢયું હોય તેને એકીન અને પાકીજગીથી બાંધે ને પવિત્રાઇથી રહે તો તે ઝેર ઉતરે................................ | ૩ |
| ૫ | જે ધણીના પેટમાં દુ:ખતું હોય, અથવા પેટમાં આજાર હોય તો તે ધણીને આ તાવીજ લખીને ખવાડે યા પાણીમાં ધોઇને પાય તો દર્દ દફે થાય. (આ લખાણ કેસરની સાહીથી કરવું.)................................ | ૪ |
| ૬ | જે સ્ત્રી અથવા પુરૂષને નબળાઇ થઇ હોય તો એ તાવીજની રાખ બનાવી તેને નાકમાં સુંધે અથવા એ તાવીજને દરવાજા પર ચોંટાડે તો તે તંદરોસ્ત થાય. આ તાવીજ રવીવારને દિવસે લખવું જોઇએ.............................. | ૫ |
| ૭ | આ તાવીજ લખીને બાજુએ બાંધે તો નસીબ ખીલે... | ૬ |
| ૮ | આ તાવીજ લખીને બાજુએ બાંધે તો દોલતમાં વૃદ્ધિ થાય...................................... | ૭ |

ખાહેશ હોય તેને દરરોજ એકેક તાવીજનું કાગળ ખવાડે. એ રીતે ૭ દિવસ સુધી ખવાડે તો મુરાદ બર આવે.................................... ૧૪

૧૯ આ તાવીજ હરેક દર્દના એલાજ માટે અકસીર છે, આ તાવીજમાં ૧૫ ખાશીયત છે...................... ૧૫

૨૦ આ તાવીજ અતિ સ્વચ્છ કપડાં અને તનબદન સાફ કરી લખવું ઘટે છે. આ તાવીજ રવી તથા શનીવારે લખીને પુતળાની ગરદનમાં બાંધે તો બાંધનારની બલા દફે થાય. બચ્ચાંપર બલા ગાલેબ થઇ હોય તો તેને બાંધવાથી તે સારો થાય........................... ૧૫

૨૧ જે ઘેરમાં ભૂત અથવા બલાગત હોય, તે ઘેરનાં દરવાજા પર આ તાવીજ ચોંટાડે તો બલા દફે થાય............ ૧૬

૨૨ જેને ઝેરી પ્રાણી કરડયું હોય તેને આ તાવીજ લખી પાણીમાં ધોઇ પાય તો તે ઝેર ઉતરી જાય............ ૧૬

3

| ۳۰۰۰۶ (۵) | حف ج | نف ۲ |
|---|---|---|
| ۲۰۱ | ۲۸۳ | ۲ غ |
| ۲۰۲ | ۲۰۷ | ۲ : |

٧



٩

| | | | | |
|---|---|---|---|---|
| ٥٢١٣ | ٥٢١٣ | ٥٢١٣ | ٥٢١٣ | ٥٢١٣ |
| ٥٢١٣ | ٥٢١٣ | ٥٢١٣ | ٥٢١٣ | ٥٢١٣ |
| ٥٢١٣ | ٥٢١٣ | ٥٢١٣ | ٥٢١٣ | ٥٢١٣ |
| ٥٢١٣ | ٥٢١٣ | ٥٢١٣ | ٥٢١٣ | ٥٢١٣ |
| ٥٢١٣ | ٥٢١٣ | ٥٢١٣ | ٥٢١٣ | ٥٢١٣ |

ع

| ١١ | ١٦ | ٧ | ع |
|---|---|---|---|
| ٢ | وع | ٢٣ | ١٤ه |
| ح | ٣ | عف | ١ح١س |
| ٣ | ١٥ | ٥٥ط٥ | ٥٤ع |

ع

| ٦ | ٧ | ١٤ | ١١ |
|---|---|---|---|
| ١٤ه | ١٢ | ٤٩٥٥ | ٢ |
| ق | ٣ع | ٣ | ح |
| س | ٧ | ١٥ | ١٣ |

٩٣

| ے | ١٢ | ٹ | ٧ع |
|---|---|---|---|
| معـ | ر | ٯ | عں |
| ٢٥١ | ٢ | ١ر | |
| ق | ١٣ | ٢٣ | ٣١٥ |

९५

| | | | |
|---|---|---|---|
| ق٠ | ع٠٠ | شطع | ص٠ |
| ٧ | حع | ١٠١ | ح |
| ح ٣٠ | ص | ١٢ | ١١ |
| ١١ | ل٠٣ | ٣٧ | رى |

